# છાલો પાલો મરી મસાલો.

ભાગ ૩ જો.

છાલાં પાલાં અને મરી મસાલાથી
અંજન, પોલીસ, ચાહ, ઉકાળા વગેરે
ગરીબ ઘર અને ગામડાઓમાં સહેલાઇથી
કામ આવે એવી દવાનો નુસકા સંગ્રહ.

પ્રગટ કરનાર
ડી. બી. બાહન.
કબુતીક બજાર, સુરત

સુરતમાં સુરત અખબાર પ્રેસમાં પી બ પટેલે છાપી છે.

સને ૧૯૧૪.

કીંમત રૂ. ાા.

# છાલો પાલો મરી મસાલો.

ભાગ ૩ જો.

છાલા પાલા અને મરી મસાલાથી
અંજન, પોતીસ, ચાહ, ઉકાળા વગેરે
ગરીબ ઘર અને ગામડાઓમાં સહેલાઈથી
કામ આવે એવી દવાનો નુસકા સંગ્રહ.

પ્રગટ કરનાર
ડી. પી. માદન.
કણુપીઠ બજાર, સુરત.

સુરતમાં સુરત અખબાર પ્રેસમાં પી. ઇ. પટેલે છાપી છે

સને ૧૯૧૩.

કીંમત રૂ. ૦॥.

# સુચના.

---

માનપુરવક જણાવવાની રજા લઇએ છિયે કે, છાલાપાલા અને મરી મસાલાનું આ ચોપાન્યું પ્રગટ કરવામાં કાંઇ નવું થયું નથી, પણ અનુભવીઓથી બોલાયલા અને લખાયલા, ભાજી પાલા અને મરી મસાલાના વઇદક ગુણો અને તેના નુસકાઓ, જે ગરીબ ઘરમાં અને ગામોમાં કામ આવી શકે એવાઓનો માત્ર સંગ્રહ કરયો છે.

આ ચોપાન્યાની નેમ એટલીજ છે જે, હાલમાં હીણાતાં અને ડુબતાં દેશી વઇદાંને કાંઇક ઉતેજન મળે; અને મોટા દાકટર સાહેબો ની ગેરહાજરીમાં, ગરીબ ઘરમાં તેમજ ગામોમાં તાત્કાળીક ઉપાય તરીકે કામ આવે.

વાંચનાર સાહેબોએ જાણવું જોઇએ જે, ચોપાન્યા કે ચોપડીઓ ફક્ત વાંચવાથી હુશીયાર અને નામાંકીત દાકટર થવાતું નથી માટે આ ચોપાન્યું વાંચી વઇદ થવાની કોશેશ કરવી નહીં.

વાંચનાર ગ્રહસ્થોને તેમજ દેશી વઇદાંને ચાહનારાઓને નમ્રતા પુરવક અરજ એ છે જે, આ લખાણમાં જોઇતો સુધારો અને વધારો અમને લખી મોકલી દેશી નુસ્કાઓના સંગ્રહમાં વધારો કરવાની કૃપા કરવી.

આ ચોપાન્યામાં કેટલાક ઈલાજ હાલમાં હસી કાઢવા જેવા જણાય છે તેને હસી ન કાઢતાં અનુભવીઓએ તેની ખોળ કરી તેની અસલ નેમ શી છે, તે પ્રગટ કરવાની કૃપા કરવી.

આ ચોપાન્યામાં ઝાડ પાનના નામોનું સાંકળિયું પેહલે પાને છે અને દરદોના નામનું સાંકળિયુ છેલ્લે પાને છે.

લી૦ સેવક,

**ડી. પી. માહન**

ઠક્ષુપોઠ બન્દર—સુરત.

# સાંકળીયું.

## છાલાપાલા મરી મસાલાનું સાંકળીયું

# છાલો પાલો મરી મસાલો.

## ભાગ ૩ જો.

### રગે માહી.

ક. મરદને શકતી વધે--રગે માહી ૧ ભાગ, પીપર ૭ ભાગ, મધ ૭, ભાગ મેળવીને તેમાંથી પા અથવા અરધો તોલો ખાનુ ખાધા પછી રોજ થડા પાણી સાથ ખાવું.

---

### રતનજોત.

ખ. જખમ પુરાય--રતનજોતના ઝાડના દુધમાં લુગડું ભીંજવી જખમ ઉપર મુકવું તેથાં લોહી બંધ થાય છે, જખમના ઉપર પોપડી બાઝે છે.

ગ. કમળો--રતનજોત (તનહીરી) ના પાદડાંનો રસ ૦। થી ૦।। તોલો દહીમાં ભેળીને ખાવું.

ઘ. દુધ વધે--રતનજોતના પાંદડાં છાતીએ બાંધે તો સ્ત્રીને દુધ વધે છે.

રતનજોતનો રસ છરીને ચોપડે, સુકવે અને પછી લીંબુ કાપે તો લોહીના જેવો રસ નીકળે છે.

રતનજોતનું ઝાડ નીપાળાના ઝાડ જેવું ગુણમાં છે પણ તેમાં કસ ઓછો છે.

ચ. રતનજોતના ઝાડને મોગળાઈ એરંડીઆ કહે છે એના બી ખાવાથી ઝાડા આવે છે. પાંદડાંથી બ્લીસ્ટર ઉઠે છે. એ ઝાડનો રસ ચીકાસવાળો છે. શરીર ઉપર લગાડયો હોય તો (Collodian)ની માફક પોપરી બંધાય છે.

ક નસોને શકતી આવે, બંધજ રહે, હાથ ધુજતા નરમ પડે—રતનજોતનું દુધ ૩ દીવસ લગાડયા કરવું. તેથી ચામડીપર લોહી ફરતું થશે. વધુ લગાડે તો ફોલ્લાઓ ઉઠે. રતનજોતનુ દુધ ૧ ભાગ પાણી ૫ ભાગ મેળવીને તેનાં પોતાં નબળી નસવાળા ભાગ ઉપર મુકી ૧ કલાક રહેવા દેવું. અને રોજ લગાડવું. ધુજતા હાથના આંગળાં આ પાણીમાં રોજ ૧ કલાક બોળી રાખવાં.

ખ. દાંતનો દુખાવો, દાંતનું હાલવું—રતનજોતના દુધમાં, પાનમાં ખાવાનો કાઠો ભીંજવી, સુકવીને દાંતને ઘસવાથી દાંતનો દુખાવો નરમ પડે તથા હીલતા દાંતો મજબુત થાએ. એ ઘણો જાણીતો ઇલાજ છે.

---

## રસોત.

ગ શરીરે પીતના ચાંદા—રસોત, મરી, અફીણ, લીંમડાના પાંદડાં ચાકસુકીગરી, પેટેકે બીજ સંભાગે લઈ તેની વટાણા જેવી ગોળી કરી રોજ ૧ વાર ખાવી. નાનુ ધાવતું બચું હોએ તો માતાના દુધમાં ગોળી જરા ઘસીને તેની ઉમરના પ્રમાણમાં પીવાડવી.

---

## રષવંતીનું ઝાડ.

રષવંતીનું ઝાડ નાનુ છે, અંજીરના જેવા પાંદડાં છે, પાંદડાં પાકે ત્યારે પીળા થાય છે. ઝાડની નીચેની જમીન પીળાશ પડતા રંગની હોય છે, તે ઝાહાડ કીમીઆગરને ઉપયોગી છે.

ઘ. બાલ મોટા થાએ, ટાલકપર બાલ આવે—રષવંતી, હાથી દાંતના વેહેરની ભસમ, ગાડરનુ દુધ, એનો સંભાગે લેપ કરે અને લગાડે તો બાળ ઘણા ઉગે, અને મોટા થાએ.

---

## રાઈ.

ચ. જળંદર માટે—રાઈ બારીક કરી ગાયના મુતરમાં ૧ થી ૪ વાલ ખાવી.

છ. દરાઝ માટે—રાઈના છાલાંને સરકામાં મેલી તેની પોટલી કરી દરાઝપર

મેલવી.

ક. માથું દુખે પીત્તના તાવનું તો—રાઇને સરકામાં ચઢાવીને તેનું પલાસતર પગને તળીએ મારી ૧ કલાક રાખવું.

ખ. જળંદરવાળા દરદીના પેટપર દબાણ કરીએ તો ખારો પડે, ઉપાએ તરીકે રાઇ ગાએના મુતરમાં છુંદીને ખાવી. ૧ થી ૪ વાલ.

ગ. રાઇનુ પલાસતર કલાક ૦॥ થી ૧ સુધી રાખી શકાય. જગા રાતી થાએ, બળતરાં બળે પણ બલીસટર ઉઠે નહી, ઘણા બળતરાં બળે તો ઘી ચોપડવું.

ઘ. ઉલટી બેસે--હોજરી ઉપર રાઇનું પલાસતર મારવું.

ચ. મરડા માટે--પીડૂ ઉપર રાઇનુ પલાસતર મારવું.

છ. રાઇના જેવું કામ સરગવાનાં મુળની છાલનુ ચુરણ કરે છે, તેમાં ગરમાવો છે; અને ચામડી લાલ કરે છે.

જ. સલેખમ માટે--રાતે ગરમ પાણીમાં રાઇ નાખી તેમાં પગ બોળવા. પાણી ઠંડુ પડે તો બીજું ઉકળતું પાણી નાખવું. ૨૦ મીનીટ પગ બોળી રાખવા ગરમ ચાહ પી સુઇ જવું.

રાઇના ઝાડનો ગુણ, સરસીઆના ઝાડને મલતો છે. કેરીના બફાણા સરસીયાના તેલમાં, રાઇ મેળવી બનાવે તો લાંબો વખત રહે છે.

ઞ. દરાજના દરેક મલમમાં તેલ સરસીઉ વાપરવામાં વધુ ગુણ છે.

ટ. રાઇનો ગુણ સ્પીરીટના જેવો છે બગડી જતું પાણી અથવા દવા, રાઇના જોરથી સારી હાલતમાં રહે છે.

(It has the property of stopping fermentation.)

ઠ. દમ, હાફણ—સરસીઉં તેલ અથવા રાઇનું તેલ ૦ તોલો લઇ તેમાં ગોળ મેળવી ચાટવું. દરદના પ્રમાણમાં વધતુ ઓછું અને બે ત્રણવાર રોજ લેવું. આ ઉપાય બહુ સંહેલો, સસતો, ઘરમાં બની શકે તેવો છે.

---

## રાખ ચુલામાની.

ક. વીચ્છુનો ડંખ—ઘરના ચુલામાની અરાયાં અથવા છાણાની રાખ

ગાયના જુના મુતરમાં મેળવી દંખ ઉપર લગાડે તો અગન નરમ પડે. મંતર ભણી વીચ્છુનો દંખ ઉતારનારા આ રાખ શરીર ઉપર લગાડે છે. દંખ નરમ પડે છે તે મંતરથી નહી પણ રાખના ગુણથી નરમ પડે છે, દરેક દરદીને ફાયદો ન થાએ, કારણ કે તે વીચ્છુની જાત ઉપર આધાર છે; ઘણો સખત દંખ ન ઉતરે.

---

### રાજમ.

ક. પરમો જુનો—રાજમ ખાવામાં લીએ છે, ઉપાય ઘણો વખણાયલો છે, એનો ભુકો ખુલ્લી હવામાં ખુલ્લો રહેવા દેવામાં આવે તો, કોઇવાર હવા અને ગરમીના કારણથી આપોઆપ સળગી ઉઠે છે. અંગ્રેજી વઇદામાં એ ખાવા માટે ના પાડે છે.

---

### રાળ.

ખ. જખમ, નાસુર માટે મલમ--રાળ નવટાંક, ઘી નવટાંક બંનેને ઠંડા પાણીમાં મસળી ૭ વાર ધોવું. દાઝેલાં માટે આ મલમ બહુ ઠંડો અને અકસીર છે. મોરથુથુ, કાથો, ફટકડી દરેક વાલ વીશ ઉપલા મલમમાં મેળવી પછી જખમ, કોહવાટવાળા દરદો ઉપર લગાડે તો રૂઝ આવે.

ગ. રાળનો મલમ થંડો (જુઓ મલમ)

ઘ. પાકવવાને મલમ (જુઓ મલમ)

ચ. કંઠમાળા માટે (જુઓ મલમ)

છ. પીનદસ--રાળને ગાયના ઘીમાં મેળવી ૪ ટીંપા નાકમાં મુકે.

જ. નાકમાં મસા, નાકમાં કીડા--રાળ ટાંક ૩, ગાયનું ઘી શેર ૦।, કકડાવીને ૭ ટીંપા નાકમાં દીન ૧૪ સુધી મુકવાં.

---

### રીંગણી ઉભી.

ઝ. અંતરગળ માટે--(ગોળી વધી હોય) ઉભી રીંગણીનું મુળ અને જુની ઈંટને, વાસી પાણીમાં ઘસીને ગોળીપર ૧ દીનમાં ૭ વાર લગાડે આ મુજબ ૫ દીવસ ચાલુ રાખે.

## રૂ-કપાસ.

ક. અડગરી—કાગળની અંદર રૂ મુકી બીડી બનાવી સળગાવવી તેનો ધુમાડો પેટમાં લીએ તો અડગરી મટે છે.

ખ. તાવ ઈનટરમીટંટ માટે—કપાસીઆના બીની ચાહ એક કપ ભરીને, તાવ આવવાના વખતની એક કલાક આગળથી આપવી.

ગ. કસ્ટાતી બાયડી—કપાસનાં મુળીઆંની છાળની ચાહ કસ્ટાતી બાયડીને આપવાથી છોકરાંને જન્મ આપે છે ક વખતે આ ચાહ આપવાથી કાચું છોકરૂં નીકળી પડે છે.

કપાસની છાલનો અરક વીલાયતી એક્સ્ટરેક્ટ—અરગટ લીકવીડના ગુણ કરતાં જરા પણ ઓછો નથી

ઘ. કસ્ટાતી બાયડીને એટલે જણવાનો વખત થયો હોય પણ છોકરૂં બહાર કાઢવાની શકતી બાઈને ન હોય ત્યારે નીચે મુજબ આપે છે. એથી અંદરનો ભાગ સંકોચાય અને છોકરૂં બહાર આવે.

કપાસના મુલીઆની છાલ ચાર આંઉંસ, પાણી ૨૪ આંઉશ એને બાળીને ૨૦ આઉંસ પાણી રાખવું એમાંથી ૫ તોલા પાણી દર ૨૦ મીનીટે આપવું.

ચ. વાળો—નરમાનો રૂના પાતરાંની લેપડી મુકે તો વાળો નીકળી જાએ.

---

## રેવનચીનો સીરો.

૭ જુલાબ માટે—બારીક રેવનચીના ભુકાને ૭ વાર સરકામાં પટ આપે. આ પકાવેલો રેવનચીનો સીરો પ્રમાણમાં ખાંડ સાથે ફાકે ઉપરથી ગરમ પાણી પીએ. ઝાડો આવ્યા પછી ગરમ પાણી ફરી પીએ ફરી ઝાડો આવે, જેટલીવાર પાણી ગરમ ગરમ પીએ તેટલીવાર ઝાડો આવે છે.

જ. બદ, દાખ બલાઇ પાકવે—રેવનચીનો સીરો, રસમતી, એળીઓ, સીકોતરી, સંભાગે લઇ એ સર્વને કુવારના રસમાં મેળવીને લગાડે.

ક. વસુરી માટે ઇલાજ--રેવનચીનો સીરો, એળીઓ, ગુજર, અને પાણી માં અથવા દારૂમાં ઘસી ઘણા દીવસ લગાડીઆ કરવું.

---

## રેગ માછલી.

ખ. પુરૂષાર્થ માટે,--રેગ માછલી ૭ ભાગ, પીપર ૫ ભાગ મેળવી ૦ા તોલો મધ સાથે રોજ ખાય (આ ઉપાય સલામતી ભરેલો અને ચોકસ છે.)

---

## રેશમ.

ગ. હેડકી માટે--રેશમ બાળીને તેની રાખ મધ સાથે ચાટવી.

---

## રેહાન.

ઘ. પથરી માટે--રેહાનના બી તોલા ૭, પીવાના પાણી સેર ૫)માં ભીંજવી રાખી કાદવના વાસણમાં ગાળી રાખવું. પાણીની તરસ લાગે ત્યારે આખો દિવસ એ પાણી પીવુ. પાણી રોજ નવું બનાવવું.

ચ. બેશુદ્ધિ બચ્ચાંને--ઝાડા કબજ હોવાથી કોઇ બચ્ચાંને બેશુદ્ધી થાય છે તે વેળા રેહાનના પાતરાંના રસની પીચકારી સફરામાં મારવી.

છ. કાનમાં ઢાંક પડે, કસારાં બોલે--રેહાન અને અજમો એ બધેના પાદડાંનો રસ બંધે મળી ૪ પઇસ ભાર કાહડી, તેલ ૨ પઇસાભારમાં ઉકાળે, પાણી બળે ને તેલના ૧૦ ટીપાં કાનમાં રેડે.

જ. મોતીઓ આંખનો--રેહાનના પાતરાં છુંદીને તેની લેપડી આંખપર રાતરે અને દાસે બાંધે તો આંખનો મોતીઓ ખસે; આંખે દેખાવા માંડે, ઘણા દહાડા ચાલુ રાખવુ.

---

## લવણુદર.

મચ્છર, માંખને એ લવંદરનો વાસ પસંદ નથી.

## લવંગ.

ક. બળગમ ૬ માસમાં દુર થાય—લવંગ નંગ ૩, જવખાર વાલ ૨) આદુના રસમાં વાટી ચેવલી પાન સાથે ખવાડવુ.

ખ. કોલેરા પ્રીવેનટીવ—કોલેરા લાગુ નહીં પડે માટે રોજ બેવાર નીચે લખેલી ચીજો આપવી.

લવંગ ૦ાા તોલો, મરચાં ૦ાા તોલો, સુઠ ૦ાા તોલો, તજ ૦ાા તોલો, જાવંત્રી ૦ાા તોલો, જાયફળ ૧ નંગ, બ્રાંડી ૨૦ આંઉસમાં સાત દીવસ ભીજવી ગાળીને લેવું.૧ થી ૨ તોલા રોજ લેવું

ગ. અડગરી, ગળું બેઠેલું—હોય તો તે માટે લવંગ ચારને દીવેલની તથા ઘીની બતી ઉપર ગરમ કરવાવાં તેના ફુલને બાળી મુકવાં પછી મોઢામાં તે લવંગ ચાવી ચુસ્યા કરવું.

ઘ. દાંત—દાંતના પારાને લવંગ મજબુતી આપેછે, ખરાબ વાસ દુર કરે છે દુખતા અને કળતા દાંત ઉપર લવંગ ચાવીને રાખવાથી દુખાવો નરમ પડે છે. મ્હોં ખરાબ વાસ આપે તેવા માણસોએ ચાર લવંગ રાતરે મોંઢામાં રાખી સુવું, સહવારે થુકી નાંખવાં.

ચ કરણ ફુલ—લવંગને સોનાનું પડ ચઢાવી તે લવંગ કાનની શોભા માટે આગળના બહુ લોક રાખતા હતા.

છ. ગળું બેઠેલું—લવંગ અને સાકેર ચુસવાથી ખુલ્લું થાય છે.

---

## લસણ.

જ. આમને પાચન કરવામાં સુંઠ જેવી અકસીર છે તેવું લસણ પણ છે

ઝ. આમ, અતીસાર, કોલેરા---એના આવતા ઝાડા માટે લસણનો રસ પીવાથી ઝાડા બંધ થાએ છે.

ટ. ખરજવા માટે—લસણની લેપડી મુકે તો બધાં ભીંગડાં નીકળી જાય જગા લાલ થાય ત્યારે ઠંડો મલમ મેલી રૂઝ લાવે.

ઠ. કુતરાના ઝેર માટે--લસણની લેપડી કરી ડંખ ઉપર મુકે, લસ

ણુનો રસ પીવામાં આપે અને લસણ ખાવામાં ખોરાક સાથે વાપરે (એ ઉપાય ઘણો જાણીતો છે.)

ક. અડદીઓ વા-મોંડું વાંકુ થાય —તો લસણ વાટી તલના તેલમાં ખાવું, અડદના લોટમાં લસણ મેળવી તેનાં વડાં કરી તેલમાં તળી ખાવાં. લસણ ખાનારા માણુસે ગોળ ખાવો નહીં.

ખ. સાંપનો ડંખ—લસણ છુંદી ગાયના ઘીમાં મેળવી ડંખ ઉપર મેલવું.

ગ. પથરી માટે—સુકું અથવા લીલું લસણ ખાવામાં રોજ ઘણું વાપરે તો તેને પથરી બાઝવા દેય નહીં.

ઘ. શરદી માટે, બેસુદ્ધી માટે, નાડી ધીમી હોય ત્યારે—લસણ, રાઇ, અને સરકો ખુબ મેળવીને તેનું પલાસતર પગના તળીઆમાં અને ટેટાં ઉપર મારવું. ઘણી અગન બળે તો કાહાડી લેવું છાગરા ઉઠે તો અડચણ નહીં. એ કામ માટે કેનથારદીસ માખીને સરકામાં છુંદી લેપ લગાડે છે. તેમજ ચીતરો, તથા જમાળગોટાના બીને છુંદીને લેપ કરે છે. ફોફ્રઇઆ ઉડાડવાની શકતી એમાં વધુ છે.

ચ. કોલેરામાં—લસણ છોલી તેના હારડા બનાવી દરદીના ગળામાં પહેરાવે, કમરે બાંધે, શરદી દુર થાય અને ફાયદો કરે, એ હારડા ઘરના દરવાજામાં પણ ટાંગે છે.

છ તાઢીઆ તાવ માટે સસ્તી દવા—જમવા પેહેલાં દરદીએ લસણ અને તલ સાથે વાટીને ખાવું. ઘણો સરસ ઉપાય છે.

જ કુતરાના ઝેરનો હડખવાનો ઉપાય—ફ્રેન્ચ એકેદેમીડ સાએન્સમાં નવી શોધ થઇ છે જે કુતરાના ડંખ ઉપર લસણ છુંદી તરત બાંધી દેવ અને લસણનો ઉકાળો ૭ દીવસ પાવો તો હડખું માણસને લાગે નહીં. આ ઇલાજ દેશી વઇદામાં તો બહુ આગળનો જણાયલો છે. પશ્ચીમના દેશોમાં સોધો થાય છે તે દેશે દેશ જાણવામાં આવે છે. દેશી વઇદોમાં જે દવા ઉમદા છે તે ઘરનો પાડોશી પણ જાણી શકતો નથી. આ રીતી મુજબ વઇદુ ઢંકાઇ ગયલું છે.

એક કળીવાળું લસણ વધુ જોસ રાખેછે.

ક. કાનનો દુખાવો, બેહેરાપણું, સરદી થયલી હોય તો—એક લસણની કળી કાનમાં રાખે અથવા લસણને છુંદી તેલમાં કકડાવી કાનમાં મુકે તો શરદી તુટે છે.

ખ. લોહી ફરતુ કરવા માટે—લસણનો રસ ૧૦ તોલા, બદામનું તેલ (તલનું તેલ પણ ચાલે) ૨૮ તોલા ઉકાળવું, રસ બળે, અવાજ નીકળતો બંધ પડે ત્યારે ચુલા ઉપરથી ઉતારી લેવું, તે મસલવામાં લેવું.

લસણનું તેલ--એક ભાગ લસણ છુંદેલી અને ચાર ભાગ તેલ ને રસ બળી રહે ત્યાં સુધી ઉકાળવું.

ગ. મરદને શકતી માટે—લસણ, આદુ તથા કાંદાનો રસ દરેક ૦। તોલો મધ ૦॥ તોલો, ઘી ૦॥ તોલો, ઇંડાની દાળ કાચી ૧ એ સઘળું મેળવીને ૧૨) દીવસ સુધી રોજ ખાવુ, ઇંડાની સફેદી તથા મસાલાના છુંછાને ઘીમાં તળી રોટી સાથ ખાવુ.

ઘ. કાનમાં પાણી ભરાવાથી કાન પાકે તેનો ઇલાજ—લસણની કળી ૩ ફટકી ટાંક ૦॥ બંધેને ઉકળતાં પાણીમાં ભીંજવી રાખે. ૬ ઘડી સુધી રાખીને મીન તોલો ૦।, ધુપરેલ તોલા પાંચમાં ઉકાળે, ફીન ભાગે ને થડું પાડીને તે તેલના ૧૦ ટીંપા કાનમાં નાંખે.

ચ. સાપનુ, વીછુનું, ઉંદરનુ ઝેર—કાળા મરીના ભુકાને લસણના રસ સાથે ગોળી બનાવી રાખે તેને પાણીમાં ઘસી દરદીને અંજન કરે.

છ ફાંસ લાગે અથવા કાંટો ભાગે તો લસણ છુંદીને બાંધવી; કાંટો ન નીકળે તો પછી બકરાનુ ફેફસું બાંધવું કાંટો ખેંચાઇ આવશે.

જ. આંકડાં આવે તેનો સેક—લસણ ૧ ભાગ, ઈંટના કટકા સોપારી જેટલા નાના ૧ તોલો, ભાત (કરડનું) ૧ તોલો, મીઠું ૧ તોલો. આ બધાને ઠીકરાં ઉપર સેકીને લુગડામાં મુકી સેક કરવાથી શરીરમાં આવતાં આંકડાં બંધ પડે.

ઝ. હડખાયલાં કુતરાંના ઝેર માટે—લસનને છુંદવી. ડંખને ધોઇને પછી લસણ છુદેલી ડંખપર ઘસવી અને તેનો ફુછો ડંખપર બાંધવો. દરદીને ૭ દીનસુધી લસણનો ઉકાળો ખોરાક ખાતી વખતે

ખોરાક સાથે પાવો. હડખુ લાગશે નહી, એની અસર અચુક છે.
સંધીવા, લકવા માટે—લસણનું તેલ મસળવામાં આવે છે. તેમજ એને ઘીમાં તળીને ખાવામાં લીએ છે.

ખ. ઉપલ્યું બચ્ચાને થાએ તે વખતે લસણનું તેલ છાતીએ મસળે છે Indolent tumour, ને પીગળાવવા માટે લસણની લેપડી મુંકાય છે.

ગ. કાનનો દુખાવો, બેહેરપણુ—એ માટે લસણની બે કળી ૧ તોલા મીઠા તેલમાં કકળાવી કાનમાં ટીપાં નાંખવાં.

ઘ. ગળાંનો કાકરો મોટો થાએ ત્યારે કાસ્ટીકની માફક લસનનો રસ તે ઉપર લગાડે છે.

ચ. વીચ્છુનાં ડંખ માટે લસનનો રસ મધમાં મેળવી પાવો.

---

## લસોઢા.

ક. બાલ ઉગે નહી.—લસોઢા પાણીમાં ઉકાળી તે પાણીથી બાલ કાઢવાની જગા ભીંજવી રાખે.

---

## લાંકડાંનો વેહર.

આલકોહોલની બનાવટ નીચે મુજબ છે.-વેહેરને પાણીમાં નાખવો તેની અંદર એસીદ સલફીઉરીક નાખી ગરમ કરવું. આ કીરીઆથી ગ્લુકોસ ઉતપન થાએ છે; તેને બાન (ferment) આવવા દઇ જંતરમાં ગાળી કાઢવું એટલે વેહેરમાંથી આલકોલ થશે.

---

## લીમ (અકાલ) મીઠો.

ક. ગોળીમાંથી પાણી કાઢવાનો ઇલાજ– (જુઓ ખુરાસાની અજમો).

ક. માથાંનો ખોડો તથા જુની ફુલ્લી—લીમડાની મીંજ તેલમાં ઉકાળીને લગાડવું.

એ દુરગંધનાશક છે.

## લીમડો કડવો.

ક. બાલ કાળા થાય—વેગણું લીલું, જમાલગોટો, ભીલામો સંભાગે છુંદીને તેની લેપડી કરવી. લીમડાના ઝાડને કાણું પાડી અંદર તે લેપડી મુકવી તે કાણું ગાબડું મારી પુરી લેવું, ઉપર છાણ કાદવ લગાડી દેવો. ઝાડ ઉપર ફુલ આવશે તે કાળા રંગના આવશે તે પાન સાથે ખાવાથી બાળ કાળા થાય છે. બકરાને એ ફુળ ખવાડે તો સફેદ બકરૂં કાળું થઇ જાય છે, ઇલાજ બહુ સેહેલો છે.

લીમડાના ઝાડની હવા તંદુરસ્તી આપે છે.

ખ. કરમ—પાદડાંનો રસ પીવાથી કરમ મરે છે. શરીરના કોહોયલા ભાગ ઉપર પાંદડાંની પોટીસ મુકવાથી, કોહોવાટ નીકળી જાય છે, જીવ જંતુ મરી જાય છે અને રસી નીકળતી બંધ પડે છે.

લીમડાનું તેલ—એનાં બીનાં મગજમાંથી કાઢેલું તેલ કડવું ઘણું છે.

ગ. મસા હરસના—તેલ મસા ઉપર જાથુક લગાડવું. જાણીતો ઇલાજ છે ઠંડક આપે છે અને મસા ચીમલાઇ જાય છે.

ઘ. બાળ વધે છે—લીંબોડીનું તેલ બાલનો વધારો કરે છે, ખરી પડેલા બાળ પાછા લાવે છે. સારી પેઠે મસળવું જોઇએ.

ચ. જુ—તેલ ચોપડવાથી માથામાંની જુ મરી જાય છે.

છ. પાઠું—લીમડાની છાલને છુંદી પાઠા ઉપર સાત દીવસ બાંધે તો પાઠું બેસી જાય છે, જુનું હોય તો તે પાકે છે.

જ. ગુરદાના દરદ, રેતી—લીમડાની છાલનો કાહવો દીવસમાં ત્રણવાર પીવો. દરદ નરમ પડે છે.

ઝ. હરસ—૧ તોલા લીંબોડીના ગલમાં ૧ વાલ કપુર મેળવીને એક ટીપું ૫ તાસામાં નાંખી, સવારમાં સાત દીવસ ખાવાથી મસા સારા થાય છે.

ટ. દાંતણ—લીમડાંની ડાળીનું દાંતણ કરવાથી મોંઢાના જીવ જંતુ મરી જાય છે.

ઠ. ગુરદાના દરદ માટે—ફુળ અથવા લીમડાના ઝાડનો કોઇ પણ ભાગ રેતી અથવા ગુરદાના દરદને ફાયદો કરે છે, કોઇ પણ રીતે એ

ખાવામાં લેવાથી ફાયદો થાય છે.

ક. ભુખને મારવા માટે—લીમડાંના પાંદડાં ચાવવાથી ભુખ મરી જાય છે. જંગલના સાધુઓ, ભુખ ઓછી કરવા તે પાંદડાં ચાવે છે.

ખ. સીતળાના દરદીને લીમડાની કુમળી પાતરી (કુમાપાત) અને જેઠી મધનું છોડું એને પાણી સાથે ગોળી બનાવી ૧ વાલ જેટલી ગોળી દરરોજ દાણા દેખાય ત્યાં સુધી આપવી. આથી દાણા બહુ નીકળે નહી, અને પીડા ઓછી થાય છે.

ગ. સાંપનું ઝેર ઉતરે—સાંપે કરડેલો માણસ ૩ દીન સુધી મરતો નથી એવી કહેવત ચાલે છે, પુરાવામાં એ છે જે કેટલાક ભરવાડ લોકો સાંપે કરડેલા દરદીને રાખી મુકી તેની આગળ ૩ દીવસ ને રાત ચાલુ ભજન કર્યા કરે છે. કેટલાક ગામમાં એવો રેવાજ છે કે સાપે કરડેલા દરદીને લીમડાના ઝાડ ઉપર ઝોળી બાંધી તેમાં ૩ દીન સુવાડી રાખે છે.

ઘ. લીમડાને અને સાપના ઝેરને વેર છે. સાપે કરડેલા દરદીને લીમડો ખવાડે તો કડવો લાગે નહી, ઝેર ઉતરે ત્યારે કડવો લાગે છે, એટલે ઝેરનું જોર વધુ હોય તો લીમડાનું જોર જણાય નહી, ઘણે વખતે લીમડાનું જોર વધે ત્યારે ઝેરનું જોર ઘટે છે. લીમડો ઓછા પ્રમાણમાં લેવાથી ભુખ વધારે છે.

ચ. તાવ—આખું ઝાડ તાવના કામમાં વપરાય છે.

છ. મધ—લીમડાંનું મધ કડવું, અને વધુ ગુણકરતા છે.

જ. ગળો—લીમડાની ગળો વધારે ફાયદો આપે છે.

"નીમ ગુણ છત્રીસ, હડ ગુણ, બત્રીસ"

આ કહેવત હજુ ચાલુ છે એટલે લીમડાના ઝાડમાં ૩૬ ગુણ છે, અને હરડેમાં ૩૨ ગુણ છે. એટલે એ બે ચીજોનું સેવન કર્યું હોય તો ફાયદો કરે છે.

"નીમ ગુણ ૩૬, હડ ગુણ ૩૨" વિદ્વાનો એની સમજુતી એવી આપે છે કે કોઈ પણ સાથે તકરાર કરતાં, અથવા કજીઓ કરતાં સામેનાને નમી જવું તેમાં ૩૬ ગુણ છે. અને તેનાથી હઠી જવું

તેમાં ૩૨ ગુણ છે. એટલે તકરારનું અને કજીઆનું સમાધાન હઠી જઇને અથવા નમી જઇને કરે તેને બહુજ ફાયદો છે. લડવામાં બેહદ નુકસાન થાય છે.

ક. વીચ્છુનો ડંખ ઉતરે—લીમડાના પાદડાં ચાવીને થુક કાનમાં ફુકે, શરીરની ડાબી બાજુ ડંખ હોય તો જમના કાનમાં ફુકે, જમની બાજુ એ ડંખ હોય તો ડાબા કાનમાં ફુકે.

ખ. હરસ માટે—લીમડાના ૨૧ પાનને ફોતરા વગરની મગની દાળ સાથ વાટી તેના વડાં બનાવી ઘીમાં તળીને ૨૧ દીન સુધી રોજ ખાવાં. સમુદ્રનું મીઠું ખાવું નહીં, સીંધવ થોડો ખાવો.

ગ. શરીરે બળતી દાહ મટે—લીમડાની કુપળને વાટી પાણીમાં વલોવતાં જે ફીણ આવે તે શરીરે લગાડે.

ઘ. પીનદસ—લીમડાના બીજનું તેલ સુંઘવાથી ચીપડાં બંધાય નહી અને ખરાબ વાસ દુર થાએ

ચ. કુતરાના ઝેર માટે—લીમડાના પાદડાંનો રસ પાસેર તેમાં ખાંડ નાખીને પાવો. ઝેર ઉતરે.

છ. નાસુરવાલો દરદી—હમેશાં લીમડાનું દાટણ કરે તો ફાયદો થાએ.

જ રતાંધળો—લીમડાનું મુળીઉ અને બાવળની પાળીનો કવાથ પીવામાં લેવો.

લીમડો સાપના ઝેરને ચોક્કસ હદમાં દાબે છે.

ઝ ભુખ વધે, મોઢે સ્વાદ આવે—લીબોળી અને લવંગ પાણીમાં વાટીને પીએ છે.

ટ. રગતપીત માટે—આમળા તથા લીમડાનો રસ દરેક ॥ તોલો મેળવીને સાકેર સાથે દીન ૨૧ ખાય. (ઇલાજ ચોકસ છે.)

ઠ. કોલેરાના અને પ્લેગના બચાવ માટે—લીમડાંની ગોળી રોજ ૧ ખાવી. લીમડાની ગોળી—પાતરાં રૂપીઆ એક ભાર, કપુર રતી ૧, હીંઘ રતી ૧, ગોળ સાથે ચણા જેટલી ગોળી બનાવી રાતરે રોજ ખાવી.

ડ. આતસક માટે—લીમડાની તથા સરસની છાલ અને બાવળની છાલ ઠ

રેક તોલો ૧ાા, પાણી સેર ૧ાા ઉકાળીને પાણી ૧ સેર રાખી તેમાંથી તોલા ૪ એકવાર પીવું.

ક. કોહોડ--કોઇવાર લીમડામાંથી રસ ઝરપે છે તે પીએ અને ચોપડે તો કોહોડ સારો થાય છે.

ખ. સફેદ કોહોડ--લીમડાની મીજ, પાતરાં અથવા ફુળ ૨ થી ૬ માસા રોજ ખાય તો દીન ૪૦ માં કોહોડ સારો થાય છે.

ગ. તાપોદીઆ માટે--લીમડાની છાલ અને રતાંજરી ઘસીને ચોપડે છે.

ઘ. હરેક જાતના તાવ માટે--લીમડાનો ઉકાળો પીએ, તાવ હોય ને પીએ તો નુકસાન નથી. જીવડા પડેલી જગાને લીમડાના પાતરાંના ઉકાળાથી ધુએ છે.

ચ. લીમડાના પાતરાં સાથે ઉકાળેલા પાણીથી નહાય તો શરીરની ચેળ નરમ પડે.

છ. ગર ગાંઠ પકવે--લીમડાનાં પાતરાંની પોટીસ કરે તો પકવે છે.

જ. નાકમાંથી લોહી પડે, જીવડાં પડે--તો લીંબોળીનું તેલ નાકમાં મુકે છે.

ઝ. કાળા કોડ માટે--લીમડાની મીજ સરકામાં ઘસી ચોપડે છે.

ટ. સુકી ખુજળી માટે--લીમડાનું કુંપળ તોલો ૦ા પાણીમાં વાટીને ગાળીને દીન ૧૫ પીએ છે.

---

## લીલી ચાહ નામનુ ઘાસ.

આ ઘાસની ચાહ બનાવે છે તેમાં ૧ા તોલો લીલાં પાતરાં અને ૧ા સેર ઉકાળેલું પાણી મેળવીને બનાવે છે.

ઠ. બચ્ચાંને ઝાહાડા તથા ઓકારી માટે એ ચાહ કામ આવે છે.

ડ. દસતાન બરાબર ન આવે તે માટે એ ચાહ પીવાએ છે.

ઢ. ચાહનુ તેલ (ઈનદીઅન મોલીસા આઇલ-વરબીના આઇલ), કોલેરા નું વામીટ બંધ કરે છે. ૫ ટીપાં ખાંડ સાથ અપાય છે.

ત. આ તેલ તથા કોપરેલને સંભાગે મેળવીને, નજળા તથા વા ઉપર મસળે છે.

## લીલો ફળ-નીળો ફળ-કુપણીનું કુળ-કવંલનુ કુળ.

ટ. માથુ ગરમીનું દુખે અને ધાત જાય—તો એની ચાહ પીવાથી ફાયદો થાય છે.

---

## લીંઢી પીપર.

ખ. દાંતનુ મંજન, હાલતા તથા કળતા દાંત સારા થાય—લીંડી પીપર નાની, સીંધવ લુણ, જીરૂં, બદામના કોચલાં બાળેલાં સંભાગે મેળવી સવાર સાંજ દાંતે ઘસવુ.

ગ અજીરણ, બંધકોષ, જીર્ણજવર, જીનો તાવ—માટે ચોકસ ઇલાજ નીચે મુજબ છેઃ-હરડે નંગ ૨૦૦, આમળા નંગ ૨૦૦, લીંઢી પીપર નંગ ૨૦૦ આ બધી ચીજને કાદવના વાસણમાં મુકી ખાખરાના ખારમાં ભીંજાવી રાખે તે સુકાય ને તેનુ ચુરણ કરે. પછી ચુરણ ૧ ભાગ, સાકેર ૦ા ભાગ, મધ ૪ ભાગ, ઘી ૩ ભાગ એ બધાને મેળવી બરણીમાં (માટીના રીઢા વાસણમાં) મુકી, બરણીનુ મોહ બંધ કરી ૬ મહીના જમીનમાં દાટે. એમાંથી ૧ તોલો રોજ સહવારે ખાઇ ઉપરથી દુધ પીએ તો બળ, બુદ્ધી પાછી આવે.

---

## લીંબુ.

ઘ. તરસ મટે--ખાટાં લીંબુ ૨-૩ નો રસ ખાંડ સાથે સરબત કરી પીએ, અથવા કાળી દરાખ ૨ તોલા ઠંડા પાણી સાથે ચોળી ગાળીને પીએ.

ચ. દાઢી પાકે--તે માટે લીંબુના રસમાં લુગડાંને ૩ પટ આપવાં તેની રાખ કરવી, દાઢી ઉપર લીંબુનો રસ ચોપડી ઉપર તે રાખ ભભરાવવી. આથી દાઢી પાકેલી સારી થાય છે.

છ. દાંતમાંથી લોહી નીકળે ત્યારે લીંબુ દાંતે તથા પારાએ ઘસે છે. કોઇથી ખટાશ સેહેવાય નહી તો મીઠાં લીંબુ વાપરે તેનો ગુણુબી

ઘણો છે.

ક. માંકડીના ફુલ્લા માટે લીંબુનો રસ અને તેલ મેળવી લગાડે તો સારૂં થાય છે.

ખ. હરસ માટે--વાડીમાં જઇ લીંબુના ઝાડ ઉપરથી ૭ લીંબુ આતવારને દીવસે લાવે. રોજ એકેક લીંબુ ૭ દીન સુધી દરદી ચુસે, તો હરસનું લોહી બંધ થાય.

ગ. સાંધીવા માટે--લીંબુનું સરબત પીવામાં દરદીને ચાલુ આપવું, પણ કેટલાક દરદીને લીંબુ ખાવાથી સાંધા તરત પકડે છે તે જાણવું.

ઘ. કાનની બગાઇ--કાનમાં બગાઇ હોય ત્યારે લીંબુનો રસ ૧૦ ટીપાં કાનમાં નાખવાથી બગાઇ નીકળી પડે છે.

ચ. ખુજળી માટે--લીંબુનો રસ તલના તેલ સાથે સંભાગે મેળવીને મસળે.

છ. દરાજ માટે—લીંબુના રસમાં આંમલીનો ચીંચોડો ઘસી લગાડે તો દરાજ મટી જાય છે.

જ. કમળો જાય--લીંબુની ફાડમાં ચુનો મેળવીને ચુસે.

ઝ. કમળા માટે—લીંબુના રસમાં સમુદ્ર ફીણ ઘસીને આંખમાં આંજે. પાકાં લીંબુ આંખ ઉપર ઘસે તો ગરમી મટે છે, પાકાં લીંબુને ઉપર માખણ ચોપડી, તેને પાણીમાં આખી રાત મુકે પછી તે માખણ આંખમાં લગાડે તો ઠંડક આપે છે અને આંખના દરદને કાપે છે.

ટ. કીડ--લીંબુનો રસ, સુખડનું તેલ, દીવેલ સરખે ભાગે મેળવીને મસળવું, ચાહમાં ખાંડ તથા લીંબુનો રસ નાંખી પીવાથી હાંફણુ નરમ પડે છે (સાથે દુધ લેવું નહિ જોઇએ.)

ઠ. સાપનું ઝેર--દરદીને લીંબુનો રસ પીવામાં આપે અને શરીરે ચોપડે છે. બે ત્રણ વાર આ મુજબ કરવું. તડકે શરીરની ચામડી કાળી પડે (Sun burn) તો લીંબુનો રસ અને ગ્લીસેરાઇન, સરખે ભાગે ચોપડવું.

ડ. કેસરમાં લીંબુનો રસ નાંખવાથી રંગ પાકો થાય છે.

ક. દાંત ફુટે—બચ્ચાંના, (Wisdom teeth) તેમજ મોટા માણસના દાંત ફુટે ત્યારે, તથા દુખાવો થાય ત્યારે, લીંબુને રસ પારા ઉપર મસળે છે.

ખ. કોલેરા—લીંબુના રસને ગુણ જીવજંતુ મારવાનો છે. માટે એના રસમાં હીંગ, જીરૂં, લસણ, સુંઠ, ગંધક, મરી, પીપર, સીંધવ સંભાગે મેળવી ૦ાા તોલો દર ૩ કલાકે દરદીને આપવું.

ગ. કૅાલેરા—કારેલાના રસમાં તલનું તેલ નાખી પીવાડે.

ઘ. કમળા માટે—લીંબુના રસના ટીંપા ૨ દરેક આંખમાં નાખે છે.

ચ. બાળ વધારવા માટે—લીંબુના રસમાં આમળાનો ભુકો મેળવી લગાડવું.

છ. આંખની ગરમી માટે—લીંબુ કાગડી લઇને તે આંખે ઘસીઆ કરવું.

જ. તેલના ડાઘા કાઢવા માટે—લીંબુ અને ટરપેનટાઇન મેળવીને ડાઘાપર મસળવું.

---

## લુણીની ભાજી.

ઝ. અફીણનું ઝેર—લુણી ભાજીને રસ તોલા ૧૦ પીવાથી ઉતરે છે.

ટ. ધાત જાય ત્યારે—ભાજી કાચી સહુવારે ૦ાથી૧ તોલો ખાવી અથવા ઘી સાથે પકાવી ખાવી આથી પીસાએ જતી ધાત અટકે છે.

ઠ. તોતડાપણું—લુણીની ભાજી ખાવાથી તોતડાપણું કમી થાય છે.

---

## લોહું.

ડ. પીસાબ બે અખત્યાંર આવે—શરદીનું કારણ હોય તો તરસ લાગે નહીં અને પીસાબ ઉતાવળે આવે. મારેલું લોહું ૧૦ ભાગ, સુંઠ ૨૦ ભાગ, સાકેર ૩૦ ભાગ મેળવીને દરરોજ ૦૧ તોલો ખાવું.

ઢ. પીસાબ ઘણી છુટે તો—ટીંકચર સ્તીલ ટીંપા ૨૫ અને પાણી આઉસ ૧ાા પાવું. બબે કલાકે ૩ વાર પાવું. પીસાબ બંધ થાય.

---

## લોધર.

ણ. લોહી બાઝી ગયું હોય તે જગાએ લોધર અને આમજા વાટી

લેપ કરવો.

ક. પરમો—જુના પરમા માટે લોધરનો ભુકો તોલો ૦। મધ સાથે ખવાડે છે.

---

## લોબાન.

અ. મીઠી પીસાબ માટે—લોબાનના ફુળ વાલ ૧ થી ૨ જમવા અગાઉ તરત લેવું. ખાંડ ખાવી નહી ( Bostan Medical Journal ) ખાવાના વખત સીવાય કવખતે કાંઇ ચીજ ન ખાવી.

મ. રેતી કાઢે છે—એમોનીઆ બેનઝોએટ રોજ ૧૦ ગ્રેન ખાવાથી ઘાત જતી અટકે. રેટી પીગળે છે લોબાન, ખાંડ દરેક ૧ાા પૈસાભાર ઘઉનો આટો પૈસા ૩ ભાર મેળવીને સેકવું, ૧ાા પૈસાભાર ભુકો મધમાં લેવો. (ઉપાએ ચોકસ છે.)

મ. જખમનું લોહી બંધ પડે—લુબાનનો અરક રૂમાં બોળી જખમપર મુકે.

ર. ટેટો અને અને મલમો ખરાબ ન થાય માટે લુબાનના ફુળ અંદર મેળવે છે.

અ. દરાઝ માટે—લોબાન લીંબુના રસમાં ઘસી ચોપડવું.

---

## વચ્છનાગ.

વચ્છનાગને સાફ કરવો—ગાયના મુતરમાં ત્રણ દીવસ બોળી રાખવો એટલે ચોખ્ખો થશે.

જ. સંધીવા, માથાનો દુખાવો, વાળો પગે હોય—સંધીવામાં જ્યારે સોજો ન હોય ત્યારે અને માથાના દરદ માટે તેમજ વાળા માટે વચ નાગ પાણીમાં ઘસી લેપડી મુકવી.

જ. તાવ—તાવ ચઢવા પહેલા વચનાગના અરકના ૫ ટીપાં પાણી સાથ આપવાં.

૮. ઠંડી માટે, શરીર દુખે તે માટે ૨ ટીપાં ટીંકચર એકોનાઈટ દર પંદર મીનીટે પાણી સાથે આપવામાં ફાયદો કરે છે.

તેલ વચ્છનાગનું—૦। શેર વચ્છનાગ છુંદી પાણીમાં પલાલવા, તેમાં

૪ શેર દુધ, ૧ શેર તેલ નાખી ઉકાળવું. માવો બની તેલ છુટું પડે તે ગાળી લેવું. દુધને બદલે કોઇ પાણી વાપરે છે.

ક. સુણુ ગેરો લકવો—વચ્છનાગનું તેલ મસળે છે તેથી ફાયદો થાય છે

ખ. સલેખમ—માટે વછનાગના ટીંકચરનું ૧ ટીપું ગરમ પાણી સાથે દર કલાકે પીયા કરવું.

ગ. મરડા માટે—વછનાગ ટીંકચરનું ૧ ટીપું પાણી સાથે દર ૦૫ કલાકે પીવું. ૩ કલાક પછી ૧ ટીંપું પાણી સાથે દર ૧ કલાકે પીવું.

ઘ. નસો ઢીળી પડે ત્યારે—વછનાગ, અફીણ, ધતુરાનાં બી સંભાગે ચુરણ કરી ગાયના ઘીમાં નસો ઉપર લેપ કરે. તત્કાળ ચમત્કાર બતાવે. અને નસોમાં શક્તી વધે.

ચ. નસો ઢીળી પડે ત્યારે—વછનાગ, બીટા, ગળો સંભાગે ઘસીને નસોપર લેપ લગાડવો. લેપ સુકાયા પછી ઉના પાણીથી ધોવું, પછી ઘી મસળવું.

છ. ગોળીએ અંતરગળ લેપ તો—વછનાગ રાંધેલો, એળીઓ, જવખાર ઉપલેટ, ગુગળ, એ સરવેને ખખરાવી લેપ કરવો.

જ સાપનું ઝેર—વછનાગ બે માસા પાણીમાં ઘસીને તરત પીવાડે તે ઝેર ચઢે નહીં કેટલાક ગોવાળીઆઓ હમેશાં પોતાની પાસે વછનાગ રાખે છે. સાપ કરડે કે તરત તે ચાવીને રસ ગળી જાય છે. જાનવરનાં ડખ ઉપર વછનાગ ચાવીને લેપડી સુકી દીએ છે. આ ઇલાજથી ઝેર ચઢતું નથી.

ઝ અંતરગળ માટે—વછનાગ, (શેકેલો) એળીઓ, જવખાર, ઉપલેટ, ગુગળ સંભાગે ખલીને બાંધે, ખખડાવીને લેપ કરે, એરંડાના પાતરાના રસમાં ખખડાવે, ને ચોપડે, ઉપર એરનડીઆનું પાતરૂ બાંધે ને લંગોટ વાળે. અથવા ગાયના પીત્તાનું પાણી ગોળીએ ચોપડે તો અંતરગળ નરમ પડે.

ટ. કાયફ[illegible], [illegible] હગરો, મરી, એરંડીઆના બી સંભાગે વાટીને પાનના [illegible] બોર જેવી ગોળી કરીને સહવાર સાંજ ખાવી

ક. કાનમાં દુખાવો થતો હોય તો વચનાગના અરકનું ૧ ટીપું રૂમાં મુકે તે રૂ કાનમાં બેસવો.

ખ. વચનાગ સીધ થાય—વછનાગને લુગડાંની પોતલીમાં મુકી ૨ શેર દુધમાં ૨ પોહોર ઉકાળે તો સીધ થાય.

---

## (વછનવેલો)-વસંતવેલો-ગારૂડી-પાતાલ ગરૂડી.

ગ. હરસ માટે—જુવારના ખેતરમાં વછનવેલો ઘણો થાય છે એના પાંદડાંની લેપડી સફરા ઉપર મુકવાથી લોહી બંધ પડે છે.

ઘ. હરસ માટે—વસંતવેલો જાતે ઘણો ઠંડો છે. એના પાંદડાંનો રસ કાઢી કાદવના કોડાંઆમાં રાખવાથી જેલી જેવું બંધાય છે તે હરસ માટે ખવાય છે ને તેથી લોહી પડતું તરત બંધ પડે છે.

ચ. વસંતવેલો—ગારૂડી—પાતાલગરૂડી, પાણીમાં આમળવાથી પાણીને જમાવે છે. પાણી ઘાડું કરે છે.

છ. મસા માટે—વસંતવેલાનો રસ તથા સત્યાનાસીના છોડનો રસ સરખે ભાગે મેળવવો, ગરમ કરવાથી પાતલો થશે તે બાટલીમાં ભરી રાખી તે મસા ઉપર લગાડયા કરવાથી મસો ખરી પડે છે.

---

## વજકાવળી.

જ. ફીફરૂં—મુરઞી—મરગી માટે મોટા ઉંદર (કોહોર)ના સફરામાં વજકાવળી મુકે તે ઉંદરને હાંડીમાં મુકી ૩ માસ જમીનમાં દાટી રાખે. પછી આ વજકાવલીને જવના પાણીમાં ઘસીને ટીપા ૩ નાકમાં નાંખે તો કીડા મરે ને ફીફરૂં સમરે છે.

ઝ. જુ—શરીરે પડે તો વજકાવલી ૧ ભાગ અને ઉપલોટ ૨ ભાગ તેલમાં ઉકાળીને ૭ દીન શરીરમાં ચોપડીને નાહવું.

---

## વજ-બાળાવેજ.

ક. દાંત બચ્ચાંને આવે છે તે વેળા બહુ વેદના થાય છે. કોઈવાર લીલા

ઝાડા બહુ આવે છે તાવ ખસતો નથી, બચ્ચુ મુરડાલ થઇ જાય છે. અંગ્રેજી દવામાં સુથીંગસીરપ, ટીઠીંગ પાઉદર, કેળોમળ આપવામાં આવે છે. દેશી વઇદું બાળાવજની ભલામણ કરે છે બાળાવજને પાણીમાં ઘસીને મોઢાંના પારા ઉપર મસળે છે અથવા બાળાવજનું આંગળીયું બનાવી ગળામાં નાખીઉં હોય અને તે આંગળીઉં બચ્ચુ ચુસીઆ કરે તો વેદના ઘણી ઓછી થાય.

ક. નસો છુટી પડે—વજ, આસંધ, ગજપીપર સંભાગે ભેંસના માખણમાં મેળવી મુરડાલ જગાપર લેપ કરે તો શકતી આવે.

---

## વજદંતી.

ખ. દાંત હીલતા, દાંત દુખતા—આ દરદ માટે વજદંતીના ઝાડની છાલ ચાવે તો ઘણો ફાયદો થાય છે, આ ઝાડના પાતરાં બોરડીનાં પાંતરાં જેવા પણ જરા નાનાં છે.

---

## વડ.

ગ. વડના ઝાડની છાલ ધાતુપુષ્ટ છે.

ઘ. કુમળી જડ—ધાતુપુષ્ટ છે, શકતી લાવે છે.

ચ. છાલ—લોહી પડતું અટકાવે છે.

છ. દુધ—પરમા ઉપર પીવામાં વાપરે છે.

જ. દાંત દુખવા માટે—દુધ રૂમાં ભીંજવી દાંત ઉપર મુકે છે.

ઝ. હાથ ફાટે—તે ઉપર દુધ ચોપડવું.

ટ. પરમો—દા તોલો દુધ, સાકરમાં ચાટવું. ઉપરથી દુધ પીવું તેથી પરમો નરમ પડે છે.

ઠ. હાફણુ—દુધ વાલ એક, આરારૂટમાં ગોળી બનાવી દીવસમાં ત્રણ વાર લેવી.

ડ. હરસ—વડની રેખા કુમલી સવારે ખાવી.

ઢ. મીઠી પીસાબ—ઝાડની અંતરછાલ ૪ તોલા, પાણી એક શેર એને ઉકાળી ૦। શેર રાખી પીવું.

ક. વડવાઇ--વડની જડ, દાંતણુ માટે સારી છે.

ખ. વડવાઇની લેપડી--ભગંદર ઉપર મુકે છે જેથી ફાયદો થાય છે.

ગ. દાંત મજબુત રહે--વડનુ દાટણુ રોજ કરવાથી દાંત મજબુત રહે.

ઘ. બદ, ફાખબલાઇને પાકવે--વડનું દુધ કાગળ ઉપર લગાડી પટી મારે તો દરદ પાકે છે.

ચ. દુખાવો--શરીરના કોઇપણ ભાગ ઉપર દુખાવો થાય ત્યારે વડનું દુધ લગાડે છે.

છ. પગમાં ચીરા--વડનું દુધ લગાડવાથી ફાટેલ પગને ફાયદો થાય છે.

જ. દાંતનો દુખાવો હોય ત્યારે વડનું દુધ દાંત ઉપર તથા પારા ઉપર મુકવું.

ઝ. શરીરે શકતી, મીઠી પીસાબ--વડના ઝાડની છાલની ચાહ પીવાથી સરીરે શકતી ઘણી આવે અને મીઠી પીસાબવાળા દરદીને ઘણો ફાયદો થાય છે. છાલમાં ૧૦ ટકા એસીડ ટેણીક છે.

ટ. ફુલ્લા પાઠા વગેરેમાંથી પરૂ કાહાડવા માટે વડના પાતરાં ગરમ કરી દરદ ઉપર મુકાય છે.

ઠ. લોહીનો સુધારો કરવા માટે વડની મુળીની ચાહ પીવાડે છે.

ડ. પરમો--સારસાપેરેલાના મુલીઆં જેવું કામ કરે છે. Hymoptysis માટે મુળીની ચાહ ઉપયોગી છે.

ઢ. ઓકારી--મુળીની કુમળી દાબળી સખત ઓકારીને અટકાવે છે.

ણ. મરડો, ઝાહાડો--કુમળાં પાતરાં ફાયદો આપે છે.

---

## વરીયાળી

ત. કપડામાં ઘાલી મસલવાથી એની અણીવાળી ડાંખલી (છોતરાં) નીકળી જાય છે તેનો ભુકો ઘીમાં લાલ કરવો, સાકરના સીરામાં નાંખી તેના કટકા બનાવવા. રોજ સવાર સાંજ ખાવાથી ઝાડો આવે છે.

થ. ભગંદર માટે--ભગંદરવાળા દરદીને ઉપર મુજબ દરરોજ લાંબા

વખત સુધી ખાવું અથવા વરીઆળી ઘીમાં સેકીને તે ભુખે પેટે ખાવી, વધારે ખાવામાં નુકશાન નથી.

ક લોહી સાફ થાય—વરીઆળી, ધાણા, કાસણી સંભાગે મેળવી ાા તોલો ફાકી મારવી ઉપર વાસી પાણી પીવું.

ખ. વાગેલું, લોહી બાઝેલું, દભડાયલું—વરીઆળીની જડ વાટી પાણી સાથે પીવી.

---

## વાઘ.

ગ. કુતરાનું ઝેર—વાઘનું માંસ ખાધાથી કુતરાનું ઝેર ચઢતું નથી.

ઘ. આંખનું ફુલુ—વાઘણનું દુધ આંખે લગાડવાથી ફુલું કપાય છે.

ચ. આંખનું ફુલું—વાઘણનું દુધ, દાભાનું ફુલ, ચીનાઇ સાકર, બકરીના દુધમાં ઘસી આંખે લગાડવું.

છ. આંખનું ફુલું—અખીરાના બીજ, ઉજળી ગુજ પાણીમાં ઘસીને આંખે લગાડવુ.

જ. કુતરાનું ઝેર—સાબરસીંગનો વેર ૩ તોલા પાણી શેર એકમાં ઉકાળી ાા શેર રાખીને પીવું.

ઝ. કુતરાનું ઝેર—સાબરસીંગુ ગરમ પાણીમાં ઘસીને પાવું.

ટ. કુતરાનું ઝેર—તાંબાના પઇસા ઉપર મરઘાનું ચરક (છેડ) લગાડી ડંખ ઉપર મુકવું.

ઠ. કુતરાનું ઝેર—કોઇપણ ડંખ ઉપર દારૂગોળો મુકીને સળગાવવું કોઇપણ જાનવરના ઝેર માટે આ ઇલાજ ૧૫ વરસ સુધી મી૰ મોરીઆરીએ અજમાવેલો છે.

---

## વાઘની ચરબી.

ડ. નસોને શકતી આવે—ચરબી મીઠાં તેલ સાથે ગરમ કરે તેમાં થોડાક મુસક નાખે, તે તેલ ઘીલી પડેલી અને નબળી નસો ઉપર લગાડે તો તેમાં શકતી આવે.

## વાયવળંગ.

ક. કરમ--વાયવળંગ કરમને મારે છે આથી કરમ પેટમાં મરી જાય છે માટે તેનેબહાર કાઢવા, દીવેલનો જુલાબ જરૂર આપવો જોઇએ.

ખ. ખરાબ પાણીથી થતી દરેક બીમારી--વાયવળંગની ચાહ બનાવી રોજ બે વાર પીવી. ખરાબ પાણીવાળી જગામાં તાવ લાગુ પડે છે, બરોળ મોટી થાય છે, ઝાડો સાફ નથી થતો, ભુખ લાગતી નથી. એવી જગા ઉપર રહેનારે આ ચાહ રોજ પીવી અથવા પીવાની ચાહમાં વાયવળંગ નાંખી રોજ પીવી.

ગ. ખરાબ પાણીવાળી જગામાં રહેનારાઓ નીચલા ઇલાજો ચાલુ રાખે છે. પાણી ફીલટરમાં ગાળીને પીએ છે. સોડા એસીડ ચાલુ વાંપરે છે લીવરપીલ્સ અને ક્યુનાઇન ચાલુ પીવામાં લે છે. એ બધા ઉપાયમાં દેશી ઉપાય સેહેલો ને સુતરો એ છે જે વાયવળંગની ચાહ અથવા પીવાની ચાહમાં વાયવળંગ નાંખી રોજ બે વાર પીવી આથી પાલ લાગે નહીં અને બદહજમી થાય નહીં.

ઘ. ગુરદાના તેમજ પીસાબના દરદ માટે વાયવળંગની ચાહ બનાવી પેટ ભરીને પીવી. પીસાબ લાલ રંગની થશે.

ચ. દાંત હાલતા હોય--વાયવળંગ, મરડાસીંગ અને કાથો એનું મંજન કરી હીલતા દાંત ઉપર મુકી ઉંઘી જાય તો દાંત મજબુત થાય છે. દરેક ચીજ સંભાગે લેવી.

છ કરમ માટે--વાયવળંગની ભુકી તોલો ૧, કપીલો. તોલો ૧ મેળવી તેમાંથી બે વાલ મધ સાથે લેવી.

જ. કમળા માટે--વાયવળંગ, કપીલો સંભાગે મેળવી તોલો ૦ા અથવા ૦ાા થોડાં મધ સાથે ખવાડવું.

ઝ. કરમ--૧ વાલ વાયવળંગની ભુકી પાણી સાથે લેવાથી કરમ પડે છે.

ટ. દાંતના કીડા નીકળે--વાયવળંગના બીજને લીંબુના રસમાં તળે, બાળે નહીં તેની પોટલી દાંતપર પોહોર ૧ મુકે તો દાંતના કીડા નીકળે છે.

ઠ. પીસાબની બીમારી ને ગુરદાની બીમારી માટે--એની ચાહ પીવાય છે.

ક. બચ્ચાંના કરમ માટે--૧ વાલ વાયવરંગ, ાા વાલ કપીલો, મધ સાથ મેળવી રાતરે સુતી વખતે બચ્ચાંને ખવાડે અને સહવારે દીવેલનો જુલાબ આપે તો કરમ પડે.

ખ. કરમ નીકળે--વાયવરંગ વાલ બે દહી સાથ મેળવીને બચ્ચાંને રાતરે ખવાડે તો કરમ નીકળી પડે.

---

## વાળ કાળા.

ગ. વાળ કાળા—ત્રીફળ (હરડા બેહેરાં આમળાં) ગળીના પાન, લોઢાનો ભુકો, ભાગરાના રસમાં છુંદી ઘેટીના મુતરમાં મેલવી બાળ ઉપર લેપ કરવો. બીજો ઉપાયઃ—

ભાંગરાનો રસ, લોઢાનો કાટ, હરડા, બેહરાં, આમળાં, ઉપલ સારીના મુલ (સારીવા) (એ સારીવાને બદલે, સારસાના મુળ ચાલે) સરખે ભાગે લેવું. ધીમી આંચે ઉકાળવુ' આ લેપ લગાડવા થી બાળ કાળા મજબુત થાય છે.

ઘ. વાળ મોટા થાય—કોલનવોટર ૨ આઉંસ, ટીંકચર કનઠારહીસ ૨ ડ્રામ, લવનડર તેલ ૧૦ ટીપાં મેળવી દીવસમાં બે વાર ખુબ ઘસવું, ચામડી સુજી આવે તો બંધ કરવું. ચોથો ઉપાયઃ—

કોપરાંના તેલ ૧ શેર સાથે કપુર ૧ તોલો મેળવી લગાડવું.

ચ. બાળ વધારવા માટે—ગોખરૂ, તલના ઝાડનાં ફળ, મધ, ઘી, સરખે ભાગે. વાટી, લેપ કરી, તાલકમાં લગાડવું, સોમળ ખાધા પછી અને બલીસ્ટર લગાડયા પછી ખરી ગયલા વાળ પાછા આવે છે.

---

## વાળો.

છ. વાળો એ દોરા જેવો ઝીણો કરમ છે. ૧ ફુલ્લી થઇ તે પાકે છે, અને અંદરથી તારની માફક કરમ નીકળે છે. તે ફુલ્લાની આસપાસ ઘી મસળતા જવું, તે કીડો ઉપર નીકળે એટલે ૧ સોટી ઉપર કીડાને વીટાળતા જવું. ાા કલાકમાં બધો નીકળી

આવે છે, પછી તે જખમ ઉપર સીંદુર દાબવો.

---

## વાંદો=ઝાડ ફોડો.

આંબાના ઝાડ ઉપર વાંદો થાય છે તેના પાંતડાં લીંબુરીના ઝાડ નાં પાંતડાં જેવાં હોય છે.

ક પુરૂષાટન માટે—આંબાના ઝાડનો વાંદો, ગોખરૂ, સુનવેહેલ મેળવી સંભાગે ૨–૩ પઇસાભાર વજને સાકર સાથે ખાય અથવા ઉકાળો કરી પીયે.

ખ. મસા—કાળીચઉદસની રાતરે આંબાના ઝાડપરના વાંદાને રીતસર આમંત્રણ કરી, આતવારે કાપી લાવી તાવીજમાં મુકી દરદીને બાંધે તો હરસ મુળથી જાય છે. (કેટલાક છાલાપાલાને ચોકસ વખતે અને અમુક દીવસે કાપવાનું લખાણ દેશી વઇદાંમાં ઘણીવાર થાય છે. તેનો મુદદો સમજાતો નથી.)

ગ. ગર્ભસ્થાનને ફાયદો કરે—પુષ નક્ષેત્રને દીને વાંદાનો પંચાંગ (ફળફુળ, પાતરાં મુળ વગેરે) લાવી રાખવા. તેમાનો ૧ અથવા બે તોલા પંચાંગ દુધમાં ઉકાળી સ્ત્રીને પીવાડે તો તેના ગર્ભસ્થાનને ફાયદો થાય છે.

ઘ. ગર્ભસ્થાનને ફાયદો કરે—પુષ નક્ષત્રમાં બોરડીપરનો તથા આમલીપરનો, તેમજ આંબાપરનો વાંદો લાવી કાળી ગાયના દુધમાં સ્ત્રીને આપ્યો હોય તો તેણીના ગર્ભસ્થાન સુધરે.

---

## વાંસ લોચણ

ચ. સ્ત્રીના પેટમાંનો છોડ નીકળે—વાંસલોચણ, ઉપલેટ, જીરૂ સંભાગે લેવું તેમાંથી ૦ાા તોલો ૭ દીન ખાવું.

## વાંસ કપુર.

છ. બચ્ચાંને ખાંસી માટે—વાંસલોચન અને વાંસકપુર દરેક ૦ાા વાલ મધ સાથે મેળવીને ખવાડે.

## વીછુ

ક. પથરી માટે--વીછુની ખાખ (વીછુને ઠીકરાંપર સેકીને ભુકો કરવો) તોલો ૧, જેનસીઅન તોલો ૦।।, સુઠ માસા ૪, પીપર, કાળાં મરી દરેક તોલા ૮, કાંકજના (પનીબંદ) બી તોલા ૨, કેસતોરી અમ તોલો ૧૧ મેળવીને તેમાંથી ૨ વાલ મધ સાથે ખાય.

ખ. આંખના દરદ માટે--તરત મારેલા કાળા સાપના કટકા કરવા, તેને ૨૫ શેર દુધ સાથ ૧ તાંબાના વાસણમાં મુકવા, તેમાં ચાર વીચ્છુ નાખવા, મોઢું વાસણનું બંધ કરી ૨૧ દીવસ રાખી મુકવું; પછી વાસણમાં બંધાયલા દહીને વળોવી માખણ કાઢવું તે માખણ એક કુકડાને ખવાડવુ. તે કુકડાની અઘાર આંખે આંજે તો આંખે તેજી વધે અને ઘણા દરદ સારાં થાય. કાલા સાપની ચરબી પણ આંખના મોતીઆની દવા બનાવવામાં ઉપયોગી છે.

ગ. બાલ ઉગે નહી--વીછુંને તેલમાં ઉકાળીને લેપ કરી બાલ ઉપર લગાડે તો બાલ ખરી પડે અને ફરી ઉગે નહીં.

---

## વીંછીડા.

આ છોડ ઉપર વીછુના આકારના ફળ થાય છે.

ઘ. સાપ અને વીછીના ડંખ ઉપર--એના પાતડાંની તથા મુળીઆની લેપડી મુકવાથી ફાયદો થાય છે.

---

## વીદારીકણ.

ચ. સુવાવડી બાઇડીઓમાં પોટવાઈન દારૂ પીવાનો ખપ વધ્યો જાય છે, જે માણુસ દારૂ હાથમાંબી નહીં પકડતાં તે પેટમાં નાંખતાં શીખે છે એમાં નુકશાન છે.

શાકભાજી, લીલી તરકારી ખાનારી સુવાવડી બાઇડીને આ પોટ વાઈન નુકશાન કરે છે. દારૂ માંઉસ ખાનારાને માફક છે. અને શાકભા

જી ખાનારનો વેરી છે એટલે દારૂને માંઉસનો ખોરાક જોઇએ છે શાકભા જી ખાનારાઓ દારૂ પીએ છે તેમાં દારૂને જોઇતું માંઉસ શરીરના માંઉસમાંથી આપે છે, અને શરીર દુરબળ થાય છે. માટે માંઉસ ખાનારાને જે છાજે તે શાકભાજી ખાનારાઓને કરવું નુકશાન કારક છે.

ક. ઓના થાનમાં દુધ વધે—શાકભાજી ખાનારાઓને વીદારીકણ બહુજ સારો છે. એનો ભુકો ૧ થી ૨ તોલા દુધમાં રોજ ખાય તો ધાવણમાં દુધ વધે.

ખ. વીર્ય વધે—તાજા કણના કટકા કરી છાંયડામાં સુકવવા. તાજા કણને રસ કાઢી પેલા સુકા કટકા અંદર બોળી રાખવા. રસ પેઅસ થાય ને ઉપલા કટકાને પાછા સુકવવા. તેનો એક તોલો દુધ સાથ ઉકાળી ખાવામાં લેવાથી વીર્ય વધે છે.

ગ. દુધ થાનમાં આવે—ઉપર મુજબ વીદારીકણનું ચુરણ રોજ ખાવું.

ઘ. ધુજારી ભાંગે—આ ચુરણ ઘઉંના આટામાં મેળવી પુરી કરી રોજ ખાવી અથવા ચુરણ દુધમાં પકાવી પીવું. વીદારીકણનું ચુરણ પોટવાઇન જેવી મોંઘી વસ્તુનો ગુણ ધરાવે છે.

---

## વીર્ય.

ચ. વીર્યશ્રાવ—શ્વપ્નામાં ધાત જાય તે ધાત જતી વેળા વીર્યનું જોસ ન હોય તો દરદીને નીચે મુજબ આપવું. ઇસ્ત્રીચનીઆ ગ્રેન એક, એસીદ ફાસફોરીક દાઇલુટ આંઉસ બે. મેળવીને એમાંથી ૨૫ ટીપાં ૨ આંઉસ પાણી સાથે ખાધા પછી દીવસમાં બેવાર આપવું.

છ. ધાત જતાં વીર્યનો જોસ બહુ થતો હોય તો એસીદ હાઇદરોબરોમીક દાઇલુટ ટીપાં ૨૦, સોદાબરોમાઇડ ગ્રેન ૨૦, ટીંકચર અરગટ ટીપાં ૧૦, પાણી ૨ આંઉસ મેળવીને રાતે સુતી વેળા પીવું.

વીર્ય હોય તો પુરૂષારથ થાય. પુરૂષારથ છે ત્યાં વીર્ય છે. વીર્ય

એટલે શકતી. જેમ વીરયનો બચાવ કરો તેમ શકતીમાં વધારો થાય છે. શકતી હોય તોજ પુરૂષારથ થઇ શકે. શકતી હોય તોજ મહાન કારયો થઇ શકે છે.

કેટલાંક કારયો પઇસાથી થઇ શકે છે એ ખરૂં છે, પણ પઇસા ઘણા હોવા છતાં કેટલાકથી મહાન કારયો થઇ શકતા નથી કારણ કે તેઓમાં પઇસા છતાં વીરય નથી. વીરયની કોટાઇને લીધે પઇસા કાઢવાની જે હીંમત અને જુસ્સો જોઇએ તે તેનામાં નથી. તેથી તેનાથી કોઇ કાર્ય થતું નથી, પઇસે જબરો હોય શરીરે જબરો હોય પણ શરીરમાં વીરય ન હોય તો સહાસીક કામ થઇ શકે નહી. અને તે પુરૂષ બાયલામાં ખપે છે.

વીરયવાળો માણુસ માહાન કારયો, પઇસાવાળા કરતાં વધારે કરી શકે છે.

વીરય સાચવવામાં કે વધારવામાં જે મુખ્ય ચીજ જોઇએ છે તે કસરત છે, કસરત વીરયને વધારે, સુધારે અને હાબે છે. માટે મહાન પુરૂષ થવું હોય તો બચપણમાં અને જુવાનીમાં કસરત કરવી જોઇએ. વીરયને ફાયદો આપનારી કસરત બેઠકની કસરત છે. દરેક માબાપે તે જાણી તે ઉપર અમલ કરવાની આ જમાનામાં ખાસ જરૂર છે.

---

## વેગણુ.

ક અફીણનું ઝેર—વેગણાનો અથવા વેગણના છોડના પાંદડાંનો રસ ૩ તોલા પીવો.

ખ. ગાંઠ—વેગણા અથવા પાંદડાંની પોટીસ ગાંઠ પકવે છે.

ગ. હાથે પગે શરદી લાગે તો—વેગણાને છોલી કટકા કરી પાણીમાં ૪ કલાક સુધી ભીંજવે, તે પાણી હાથ પગને મસળે.

ઘ. સફેદ કોઢ—વેગણાને પાણીમાં બાફવા તે વેગણાને તેજ પાણીમાં ચોળી એકરસ કરી કપડાંથી ગાળી કાહાડવું. આ રસ ૮ ભાગ

અને તલનું તેલ ૨ ભાગ મેળવી ઉકાળવું પાણી બળી જાય ને તેલ વાપરવું.

ક. વાગેલું, દબડાએલું, ભીંતરનું બાઝેલું લોહી માટે—૧ તોલો કાચું વેગણું ખાંડ સાથે ખાવું.

ખ. ધતુરાના ઝેર માટે—વેગણુના ૨ કટકા કરી તેને પાણીમાં ખુબ મેળવી તે પાણી પીવાડે અથવા ૨ તોલા ગઉમુતર પીવાડે, અથવા ૧ તોલો નીમક (મીઠું) પાણીમાં દોહી પીવાડે.

---

## શેરડી.

ગ. જુનો ગોળ—જુલાબ લાવે છે બચ્ચાંને સસણી અને ઉપલ્યાં માટે અપાય છે.

ઘ. જળંદર—કડવી શેરડી ખાવાથી જલંદરને ફાયદો છે.

ચ. કુતરાનું ઝેર—ડંખ ધોઇ કાસ્ટીક લગાડવું અને શેરડીનોસરકો ૧ આંઉસ પાણી સાથેમેળવી આઠ દીન પાવો.

છ. કુતરાનું ઝેર–ડંખ ધોઇને ચુનો તરત લગાડી દેવો. ને શેરડીનો સરકો પાવો

જ. તાવ માટે—શેરડીનો સરકો ૧ ભાગ, પાણી ૫ ભાગ મેળવો તેના પોતાં મુકવાથી તાવની ગરમી ચુસાઇ જાય છે. કોઇ તાવમાં આખે શરીરે સરકો લગાડવો પડે છે.આજે એ જગાએ કોલનવોટર વપડાયછે.

ઝ. પરસેવો—ખઇવાળા દરદીને પુષ્કળ પરસેવો પડે તે વેળા છાતી ઉપર નીચે મુજબ મેળવીને લગાડવું. શેરડીનો સરકો ૧ ભાગ, પાણી ૨ ભાગ મેળવીને છાતી ઉપર લગાડવું.

ટ. જીવજંતુ મારવા માટે સીક માણુસના બીછાના પાસે શેરડીનો સરકો છાંટે,

ઠ. આંખનું ફુલુ—થોડા વખતનું હોય તો આતવારે શેરડીનું મુલ લાવીને ફુલાંવાળી આંખની પાસેના કાનપર બાંધે.

---

## સ્કેમોનાઈ=સકસુનીઆ.

ડ. બનાવટી (false scamoni) બાજરીના આટામાં ખપે એટલું કંટારીઆ થુવરનું દુધ મેળવી લોંદો બનાવો. અથવા આરારૂટમાં આકડાનું દુધ મેળવી લોંદો બનાવવો.

## સતાવરી.

ક. ધાતુ વર્ધક, મગજને પુષ્ટીકારક—એ શીતળ છે, એનું ૦ાા તોલા ચુરણ ઘી અને સાકર સાથે ખાય છે. સ્ત્રીઓના દરદો માટે ખાસ છે.

ખ. રકતપીત—પીસાબ સાથે લોહી પડે તો સતાવરીનું ચુરણ તોલો ૦ાા, દુધ તોલા ૨૦, પાણી તોલા ૨૦ મેળવી પાણી બળી જાએ ત્યાં સુધી ઉકાળી સાકેર તોલો ૧, ઘી તોલો ૧ સાથે મેળવી પીએ.

ગ. નાસુર માટે--સતાવરીનું મુળ પાણીમાં ઘસી લગાડે તો નાસુર જાય.

ઘ. થાનમાં દુધ કમી થાએ ત્યારે નીચલી ચીજ પીવાથી દુધ વધે. સતાવરીનું મુળ ૦ા તોલાનો ભુકો ૦ાા શેર દુધમાં ઉકાળી રોજ પીવો.

---

## સમુદ્રસોસ.

ચ. સમુદ્રસોસ—એના પાંદડાનો ઉપલો ભાગ, છાગરો ઉઠાડે છે અને એનો નીચલો ભાગ રૂઝ લાવે છે.

છ. નાસુર ઉપર સમુદ્રસોસની રાખ મુકવી. અથવા નાસુરમાં ભરવી.

જ. શરદી જાએ, ગરમી આવે—સમુદ્રસોસ, જાયફળ, જાવંત્રી, લવંગ સંભાગે લઇ પાનના રસમાં ચીનીબોર જેવડી ગોળી કરીને રોજ ખાવી.

---

## સમુદ્રફીણ. Cuttle fish bone.=માછલીનું હાડકું.

ઝ. ખુજલી માટે—સમુદ્રફીણ લીંબુના રસમાં બોળી ભુજવું. આ મુજબ સાતવાર ભુંજીને તેનો ભુકો ખુજલી ઉપર મસળવો.

ટ. પીઠના ચાઠાં માંટે—સમુદ્રફીણ ૧ ભાગ, સરકો ૧ ભાગ, મેળવીને લગાડવો.

ઠ. રતાંધળો, આંખની રતાસ માટે—સમુદ્રફીણ જે ૧ જાતની માછલીનું હાડકું છે તે સાકેર સાથે ઘસી આંખે લગાડવું.

ડ. ખીલ—સમુદ્રફીણ પાણીમાં વાટી ચોપડવું.

ઢ. કમળો—સમુદ્રફીણ લીંબુના રસમાં ઘસી આંખે આંજવું.

---

## સમુદર ફળ.

ણ. બચ્ચાંનું પેટ કઠણ હોય તે પોચું પડે--સમુદર ફળ ૦ા અથવા

૦॥ વાલ દુધમાં મેળવી પીવામાં આપવું.

ક. ઉંઘ લાવવા માટે—સમુદ્દર ફળને બકરીના તાજા દુધમાં ઘસીને આંખના પોપચા ઉપર તથા કપાળપર લગાડે.

ખ. સાપનું ઝેર ઉતરે—સમુદ્દર ફળને છોકરાંની પીસાબમાં ઘસીને પાયે.

ગ. આંખની રોસની વધે— ,, બકરીના દુધમાં ઘસીને આંખે લગાડે

ઘ. દીવાનો માણુસ હુસીયાર થાય— ,, દરદી પોતાની પીસાબમાંઘસીને પીયે.

ચ. કાનનો બેહેરાત ભાગે— ,, ભાંગરાના રસમાં ઘસીને કાને ટીંપામુકે

છ. પેટમાના કરમ પડે, પેટનો દુખાવો જાય, સ્ત્રીનો ગરમ કાચો પડતો હોય તે અટકે—સમુદ્દર ફળ ગાયના દહીમાં ઘસીને પીયે.

જ મોહપર ચાંડા પડે તો—સમુદ્દર ફળ એરંડીઆમાં ઘસીને ચોપડે.

ઝ. આંખે તમ્મર આવે તો—સમુદ્દર ફળનું અંજન કરે

ટ. પીસાબ બંધ થયલી ખુળે—સમુદ્દર ફળ લીંબુના રસમાં ઘસીને ડુટીએ અને પીરૂ ઉપર લગાડે.

ઠ. સફેદ કોહોડ જાય—સમુદ્દર ફળ આકડાના પાતરાં સાથ ઘસીને રૂ ભીંજવી કોહોડપર મુકે.

ડ. તાપ જાય—૦। તોલો સમુદ્દર ફળ ગોળ સાથ ખાય.

ઢ. ભુખને વધારે—સમુદ્દર ફળ કપાસના પાતરાં સાથ ખાય.

ણ મોંઢાંની ગંધ જાય—સમુદ્દર ફળ ગાયના ઘી સાથ ખાય.

ત. આંખનું ફુળુ જાય—સમુદ્દર ફળ અને ઘેટીનો દાંત પાણીમાં ઘસીને આંખે આંજે.

થ. આંખે પરદો હોય તે જાય—સમુદ્દર ફળ ગાયના ઘી સાથ ઘસી આંજે.

દ. વીચ્છુનો ડંખ મટે—સમુદ્દર ફળ લીમડાના મુળ સાથ ઘસીને ડંખ ને લગાડે.

ધ. આધાસીસી—સમુદ્દર ફળ બકરીની પીસાબમાં ઘસી નાકમાં ટીપાં મુકે.

ન. વાઉનુ દરદ જાય—સમુદ્દર ફળ મીઠાં સાથે ખાય.

પ. કંઠમાલા જાય—સમુદ્દર ફળ ઘી સાથ મેળવી લેપ કરે.

ફ. કમળો જાય, પેટમાનુ દરદ જાય—સમુદ્દર ફળ લીંબુના રસમાં ખાય.

બ. પેટનો ગોળો જાય—સમુદ્દર ફળ ભાંગરાના રસ સાથે ખાય.

ક. માથુ દુખવા માટે—સમુદ્રફળનું ચુરણુ, સુંઘવાથી નીટ નાકમાંથી નીકળે છે, છીક આવી માથું નરમ પડે છે.

ખ. આંખના ફુલાં માટે—સમુદ્રફળ પાણીમાં ઘસી આંખમાં આંજવું.

ગ. આંખના ફુલાં માટે—ઉજળી ચણોઠીનું મુળ ઘસી આંખે અંજન કરવું.

---

## સરકો.

ધ. કુતરાંના ઝેર માટે—બે તોલા શેરડીનો સરકો પાણી સાથે સવાર સાંજ પીવો.

ચ. સાપનું ઝેર—સરકામાં નીમક વાટીને ડંખ ઉપર મુકવું.

છ. માથુ દુખે પીતના તાવનું, તો કોઇબી જાતનો સરકો લઇ તેમાં લુગડું ભીંજવી માથે મુકવો, અથવા જલદ સરકો સુંઘાડવો.

જ. દાઝેલા ભાગ ઉપર તરત સરકો નાખે તો ફાયદો થાય.

ઝ સોજો—સરકો, જવ, મગ, કપાસીઆના આટા સાથે પાણી મેળવી લેપ કરવાથી સોજો નરમ પડે.

ટ. કપુર પીગળે-કપુર વગેરે ગુંદરવાળી ચીજો જેઓ સ્પીરીટમાં પીગળે છે તે ચીજો જળદ સરકામાં પીગળી શકે છે.

ઠ. ખુજળી મટે—સરકો અને મીઠુ તેલ મેળવીને મસળવું.

ડ. ખીલ મોઢાના સારા થાય—કડવા વાલનો આટો સરકામાં મેળવી લગાડવો.

ઢ. કુતરાનું ઝેર લાગે નહીં—ડંખ ધોઇને, કાસ્ટીક લગાડવું, અને સરકો ૧ આંઉસ પાંણી સાથે મેળવી આઠ દીન પાવો.

ણ કુતરાનું ઝેર લાગે નહીં—ડંખ ધોઇને ચુનો તરત લગાડી દેવો.

ત. તાવ માટે—સરકો ૧ ભાગ, પાણી ૫ ભાગ મેળવી તેના પોતાં માથે મુકવાથી તાવની ગરમી ચુસાઇ જાય છે. કોઇ તાવમાં આખે શરીરે, સરકો લગાડવો પડે છે.

થ. પરસેવો—ખઇવાળા દરદીને પુષ્કળ પરસેવો પડે તે વેળા છાતી ઉપર નીચે મુજબ લગાડવું. ૧ ભાગ સરકો અને ૨ ભાગ પાણી મેળવીને છાતી ઉપર લગાડવું.

ક. જીવજંતુ મારવા માટે, સીક માણસના બીછાના આગળ સરકો છાંટવો.

ખ. કુતરાંનું ઝેર ચઢે નહી—દંખને સરકાથી ધોઈ નાખવો, અને સવા તોલો સરકો તેટલાંજ પાણીમાં મેળવી દીવસમાં બેવાર ૭ દીન પાવો.

ગ. ગોળી મોટી થાય તો સરકાની સાથ એરંડાંની જડ ખખડાવીને દીવસમાં ૩ વાર ગોળીપર લગાડવું.

ઘ. બાળ ઉગે નહી—સરકાના સાથ હંસપગુળની લાબ મેળવી બાળ કઢાવીને તે જગા ઉપર લગાડે તો બાલ ઉગે નહીં.

ચ. બાળ ઉગે નહીં, બાલ ખરી પડે—સરકાની સાથ ઉંદરની લીડી મેળવી બાળ ઉપર લેપ કરે તો બાલ ખરી પડે અને બીજા ઉગે નહીં.

---

## સરગુવા—સરગવા.

ક. પીસાબ ટપકે, વારંમવાર થાય તેનો ઇલાજ—સરગુઆ સેર ૦।, પાણી શેર ૨ માં ઉકાળી ૦। સેર રાખી તેમાંથી પાંચ તોલા રોજ બે વાર પીયે.

ખ. લીવર (કલેજા) ના દરદ માટે સરગુઆનું મુળ પાણીમાં ઘસી પાવું અને કલેજા ઉપર લગાડવું.

ગ. પીસાબ છોડવવા માટે—સરગવાનો ઉકાળો ગરમ કરી પીએ. રાઇની માફક સરગુઆના મુળની છાલ પ્લાસટર તરીકે વંપડાય છે.

ઘ. વસોળી, ગાંઠ—સરગુઆના મુળની છાલ, સાટોડી, સુંઠ, દેવદાર. એનો જાડો લેપ કરી મુકવાથી ગાંઠ નરમ થાય છે અને અંદરના મવાદને ધીમે ધીમે ખેંચી લે છે. લેપથી બળતરાં બળે તો થોડો ઘઉંનો આટો ઉમેરવો.

---

## સરડો-કાકીડો-રગેમાહી.

ક. શકિત વધે—સુકાયલા સરડાનો બારીક ભુકો કરીને ખાવામાં લેછે

તેથી પુરૂષાટણ વધે છે અને નસોમાં શકિત આવે છે.

ક. સંધીવા, ખેંચાઇ ગયલી નસો માટે તેલ--જીવતા સરડાને છુંદી નાંખી, તેલમાં ઉકાળા પછી તે તેલ ફરીથી અંતરગળમાંથી ગાળી કહાડે, પછી સંધીવા માટે અને ઢીલી થયલી નસો માટે મસળવામાં વાપડે છે.

ખ. પુરૂષાતન માટે—આ તેલના પાંચ ટીપાં, પાનમાં ખાવાં, અને ખેંચાઇ ગયલી નસો ઉપર તેલ માલીસ કરવું.

ગ. કંઠમાળા માટે—સરડા અને હલકા કીડાને તેલમાં ઉકાળી તે તેલ લગાડે તો કંઠમાળા પાકીને ફુટે છે. પછી રૂઝ માટે ગાંઠ ઉપર સફેદ મલમ ચોપડે છે, કંઠમાળાને પાસડાં પાડીને તેલ ચોપડે.

---

## સરપંખા.

આ ઝાડ દરીઆ કીનારે થાય છે; વડોદરા, અમદાવાદમાં ઘણા થાય છે; પાતરાં આમલીના ઝાડનાં જેવાં છે; ૧ પાતરાંને ૧ હાથે પકડી બીજે હાથે ખેંચીએ અને તોડીએ તો એક કટકાનું નાકું ભાલા જેવું અણીવાળું થશે; બીજા કટકાનું નાકું વચમાં ખાશો અને આસપાસ અણી જેવું થશે.

ઘ. પથરી માટે—૪ તોલા સરપંખાના પાતરાંનો રસ સાકેર સાથે રોજ પીવો એ ખાત્રી કરેલો ઉપાય છે. પથરીને ધીરે ધીરે પીગળાવી નાબુદ કરે છે. પેટમાં પથરી કેટલી મોટી હતી તે જાણવું હોય તો દરદીની પીંસાબ રોજ ઝીળવી, તે સુકાય ને રેતી એકઠી કરી જોખવી, જે થાય તે પથરીના વજન જાણવા.

ચ. કંઠમાળા માટે સરપંખાનું મુળ ગોમુતમાં ઘસી દિન ૧૪ લગાડે.

છ. ગર્ભસ્થાન સુધરે—સરપંખાના મુળ, પાતરાં ડાળ વગેરે એટલે આખો છોડ રવિવારે લાવવો. તેને એક વરણી ગાયના દુધમાં ૧ કન્યાને હાથે મરદન કરાવવું તેમાંનું નવટાંક રૂતુ કાળમાં વંઝા સ્ત્રીને ખવાડવું. ગર્ભસ્થાનની કાંઇક ખામી દુર થાય છે. ખોરાકમાં, ખીર, ખાંડ, ચોખા, મગ, મીઠો આહાર આપવો.

જ. દરાજ માટે—સરપંખાના બીનું તેલ અથવા બી વાટી તેલમાં

ઉકાળી દરાજપર લગાડવું.

ક. બરોળ માટે સરપંખાનું મુળ છાસમાં ઘસીને પીએ.

ખ. વધરાવળ માટે મુળનું ચુરણ ૧ માસ પાણી સાથે રોજ ખાય.

ગ. સુકી ખુજળી માટે—સરપંખાની કુંમળી પાતરી તોલો ૨ સુધી પાણીમાં વાટીને પીવી.

ઘ. વાળા માટે દરદીએ સરપંખાનુ મુળીઉ પાણી સાથ વાટીને પીવું.

---

## સરસડા.

અ. સાપના ઝેરનુ ઓષદ—સરસડાના ફુળ, મુળની છાલ, થડની અંતર છાલ, લીંબાપાન, કુલ દરેક ૨૦ તોલા લઇ માણસના મુત્રમાં વાટીને પછી ૧૦૦ તોલા મુત્રમાં મેળવવું, ચુલે ચઢાવી ખખડાવવું અને તેમાં ૫૦ તોલા ઘી નાખવું. મુત્ર બધુ બળી જાય ત્યારે ઘી બાટલીમાં ભરી રાખવું. ૧ સેર ઘી પીવાડવાથી જરૂર દખ ઉતરે છે, ૫ રતલ સુધી પાવાની કોઇ દરદીને જરૂર જણાય છે.

સાપના દંખવાલા દરદીને કોઇ વાર વીસકુટક જેવાં ચાઠાં કુટી નીકળે છે.

---

## સરસના બીજ.

૭ આંખે અંધાપો આવે તેનો ઇલાજ—કાચની સીસીનો બહુજ બારીક ભુકો તોલા ૩ સરસના બીજ સાત, એઓને વાંટી સુરમાં જેવું બારીક કરે, પછી ખાતાં લીંબુના રસમાં ૩ દીવસ ખરળ કરે, અને સીસાંની સળીથી આંખે અંજન કરે, એની સાથે બરાસ કપુર બેઆનીભાર મેળવે. આંધળાને આજે તો ફાયદો થાય; આંખના બીજાં દરદો પણ મટે.

---

## સરસવ.

જ. મરદને શકતી આવે, ખેંચાયલી નસો છુટે—સરસવના ઝાડનાં કુમળાપીળાં

દુધમાં અથવા ઘીમાં મેળવી લેપ કરે, નરમ ચામડીપર લગાડે નહી; ધોળી નશોપર લગાડે.

---

## સલફ્યુરિક એસીડ.

ફ. પ્લેગની ગાંઠ ઉપર—ટીંકચર આયોડાઇન લગાડવું. સુકાયા પછી એસીડ સલફ્યુરિકના છુટાં છુટાં ટીપાં, ગાંઠ ઉપર મુકવાં. પાંચ મીનીટ પછી બળતરા નરમ પડે ને લેપ નીચલો મુકવો. ઇસેસ, કોડીઉં લોબાન, એલીઓ, બરાસ કપુર, પાણીમાં વાટી લેપ મુકવો ૦ાા ઇંચ જાડું રૂ મુકી બાંધવું. તાજી ગાંઠ ૦ા કલાકમાં, જુની ગાંઠ એક દીવસમાં બેસી જશે, ત્રીજે દીવસે લેપ કાઢવા ગાંઠમાંથી પરૂ નીકળશે. તે પાણીથી સાફ કરી ઉપર સંગજીરૂં મુકવું.

---

## સલફોનળ.

ખ. સ્વપનામાં જતી ધાત માટે—સલફોનળ ૫ થી ૧૦ ગ્રેઇન, સાત દીવસ સુધી રાત્રે સુતી વેળા લેવું. બીજે અઠવાડીએ આંતરે આંતરે રાત્રે સુતી વખતે લેવું.

---

## સલાજીત (બનાવટી)

પોરબંદરી પથ્થરને, ગાયના મુતરમાં પલાળી રાખ્યા પછી તેને ગાળીને માવો બનાવવો અને સુકા કટકા કરવા.

જાંનવરના લોહીને કાદવના વાસણમાં મુકી તડકે સુકવીને તેના કટકા કરે છે.

કાળી મટોદીનો બારીક ભુકો ૧ ભાગ અને લોહી છ ભાગ મેળવીને સુકવી તેના કટકા કરવા. આવી રીતે બનેલો સલાજીત પાણીમાં મુકો તો તે સપાતી ઉપર રહેશે, અને પાણીમાં રંગની સેંડા (સેર) છુટશે.

ક ચોખાં લોહીનો જે દૈહક ગુણ છે તે ગુણ આ સલાજીત ખાવાથી માલમ પડે છે; નબળાઇ ટાળવામાં, શરીરને પુષ્ટ બનાવવામાં, ક્ષયમાં, એનો ગુણ છે.

---

## સ્વપનું.

ખ. અજીરણ થયું હોય ત્યારે સ્વપનું ખરાબ આવે છે તેના ઉપાય માટે હલકો ખોરાક લેવો, ફકત દુધ પીને સુવુ અથવા ભુખ્યા સુવું.

---

## સસલું જાનવર.

ગ. સસણી અથવા ઉપલીઉં બચ્ચાંને થાય ત્યારે સસલાના લોહીને છાતી અને ગરદને ચોપડવું, અને પીવાડવું. સસલાનું તાજુ લોહી તુરત રૂમા બોળી લઇને છાંયડામાં સુકાવી રાખે છે. જયારે લોહીનો ખપ પડે ત્યારે આ રૂ પાણીમાં ભીંજવીને લોહી છુટું પાડે છે.

ઘ. મસા, જડમુળથી જાય—સસલાંને કાપી તેના કાળા ગુરદા તરત કાચા ચાવીને ખાઇ જવા.

---

## સાઈટરણનો મલમ.

ચ. કમળમાં સડો અથવા જખમ હોય તો આ મલમ લગાડે તો સારૂં થાય છે.

છ. પાઠાંને અને સડેલા માસને—સાઇટરણ આઈંટમેંટ લગાડવાથી રૂઝ આવે છે; આ મલમમાં પારો અને એસીદ નાઇટરીક આવે છે. આંખ દુખવા આવે તો ટોપાં ઉપર સાઇટરોન મલમ લગાડે છે.

---

## સાકર.

સાકર ચીનાઇ ઘણી ચોખ્ખી હોય છે.

જ આંખની ગરમી—સાકર પાણીમાં ઘસી આંખે આંજે તો ગરમી મટેછે.

ઝ. આંખની ગરમી માટે—સાકર તોલો એક, માખણ ગાયનું તોલા ત્રણ

સફેદ મરી નંગ સાત સવારે નનને કોઠે રોજ ખાવું.

ક. મરડો—સાકેર ત્રણ ચાર તોલા સવારે ચાવીને ખાવાથી મરડો મટે છે, ઘણા જણનું કહેવું છે કે તે ચુસીને ખાવી પણ ચાવીને ખાવી નહીં.

ખ સાંધાનું અડી જવું—ખટાસથી સાંધાને નુકસાન થાય છે તે કરતાં વધુ નુકસાન મીઠાસથી થાય છે.

ગ. રકતપીત, ઝાડાનું લોહી—સાકેર તોલો ૧, દુધ તોલા ૨૦, પાણી તોલા ૨૦. પાણી બધું બળી જાય ત્યાં સુધી ઉકાળવું. અને પીવું.

ઘ. હરસના મસા, મરડાનું લોહી—માટે દિન ઉગતે સાકેર ટાંક ૧ ખાવી.

ચ. આંખનું ફુળું બચ્ચાંનું કપાય—સાકર અને ચલ્લાંની અઘાર વાટી બારીક કરીને આંખમાં છાંટવું.

છ. પીસાબ ખંચાય ત્યારે સાકેર અને જુવારનો આટો સંભાગે મેળવીને ૦। થી ૦॥ તોલો રોજ સહ્વાર સાંજ પાણી સાથ ખાવું.

જ. વીચ્છુનો ડંખ તરત ઉતરે—સાકેરનો સીરો બનાવી ડંખ ઉપર મુકે.

---

## સાજીખાર=સજજીખાર.

ઝ. સાજી ખારના ગુણો જવખારને મળતા છે.

ટ. સરીરે પીટનાં ચાંદાં—સજજી ખાર અને સીંધાલુણ કડવા તેલમાં મેળવીને શરીરે ૧ કલાક સુધી મસળયા પછી ગરમ પાણીએ સેક કરવો અથવા પાણીનો બાફ લેવો,

ઠ. સંધીવા માટે—સાજીખાર ખાવામાં આપે છે.

કંકુ—સાજીખારનું પાણી, તથા હલધરને મેળવવાથી કંકુ બને છે. સાજીખારનું સખત પાણી, ચુનાની ફાંક સાથે મેળવી, લાકડા ઉપર મારેલો સફેટો કાઢી નાંખવા વપડાય છે.

ડ. કમળા માટે—સાજી ખારને લીંબુના રસમાં ખાવું.

ઢ. વીર્ય વધે—સાજી ખાર, વડની ઝટાના મુળનો ભુકો અને સાકર સંભાગે

મેળવી ા તોલો ખાય તો વીર્ય વધે.

ક. તાવ માટે—સાજી ખાર ફુલવેલો એ ચણા ભાર સરબત સાથે ખાય તો તાવ જરૂર જાય.

એના અનુપાન નીચે મુજબ છે.

ખ. ભુખ લાગે—સાજી ખાર મધ સાથે ખાવો.

ગ. પીત જાય—સાજી ખાર ખાનમાં ખાવો.

ઘ. ધાત વધે—સાજી ખાર સાકર સાથે ખાય તો નવી ધાત વધે.

ચ. નબળાઇ ટળે—સાજી ખાર ગોસમાં ખાવો.

છ. નરોગી થાય—સાજી ખાર ખાન અને ઘીમાં ખાવો.

જ. માથાના દરદ જાય—સાજી ખાર ગાયના માખનમાં ખાવો.

ઝ. તાવ જાય—ખારી છાસમાં અથવા દહીમાં સાજી ખાર ખાવો.

ટ. મોઢાંપર નુર આવે—ગાયનાં દુધ સાથે સાજી ખાર ખાવો.

ઠ. પગમાં ચાલવાનું જોર વધે—હરણના દુધમાં સાજી ખાર ખાય તો ઘોડા જેવો ચાલે.

ડ. મોઢાંની ગંધ જાય—સાજી ખાર ખારકના પાણી સાથ ખાવો.

| | | |
|---|---|---|
| ઢ. ભુખ લાગે | ,, | ખજુર સાથે ખાવો. |
| ણ. હઇડ નબલુ હોય તો | ,, | દારમની કળીના રસમાં ખાવો. |
| ત. જુનો તાવ જાય | ,, | આદુના રસમાં ખાવો. |
| થ. આંખે તેજ વધે | ,, | લીલી દરાખના રસમાં ખાવો. |
| દ. ઓકારી જાય | ,, | ભાંગરાના રસમાં ખાવો. |
| ધ. ધાત વધે | ,, | ચણાના છોડના મુળનાં પાણીમાં ખાવો. |
| ન. પરમે. છાસીઓ જાય | ,, | તજ સાથ ઘસીને ખાવો. |
| પ. કમળો જાય | ,, | બીજોરાના રસમાં ખાવો. |

ફ. કમળા માટે—સાહજી અને ખાંડ સંભાગે લઇને ૦ા તોલો ફાકી મારી ઉપરથી ગાયનું દુધ અથવા પાણી પીવું.

## સાટરા.

ક. તાઢીઆ તાવ માટે—સાટરા ૬, પીતપાપડા ૫, કાળામરી ૪, અને મધ ૩ ભાગ એ સઘળાંની મેળવણી કરી વાલ એકની ગોળી કરી, બબે ગોળી ખાવી.

---

## સાટોદા=ખાપચ=સોથગની.

ખ સોધ=સોજો, ગની=મારવું=સોજાને મારનાર. સાટોદા સોજાને મારે છે, જલંદરને કાપે છે, પીસાબ અને ઝાડો લાવે છે.

ગ. જલંદર, બરોળ, લીવર, પીસાબ—આ દરદો માટે સાટોદા, સુંઠ, અને કરીઆતાનો કાવો, પીવામાં આપે છે.

ઘ. વીછુના ડંખ ઉપર સાટોડા પીવામાં અને ચોપડવામાં આવે છે.

---

## સાટોડી.

ચ. આ ઝાડ સાટોદાના જેવું છે, અને ગુણ પણ તેના જેવો છે.

છ. ચોઠીઓ તાવ જાએ—સફેદ સાટોડીનું મુળ ૦। તોલા જેટલું ગાયના દુધમાં ઘસીને પીવાડવું.

જ. નાસુર—સાટોડીના પાતરાંની લેપડી નાસુર ઉપર મુકે તો ફાયદો થાય.

ઝ. વીચ્છુનો ડંખ—ધોળી સાટોડીનું મુળ આતવારે કાપવું, તે મુળઉં હાથમાં રાખીં વીંચ્છુને ચીડવીએ અને વીચ્છુ ડંખ મારે તો પણ તેનું ઝેર ચઢે નહીં.

આ મુળીઉં મોઢામાં ચાવીને વીચ્છુ ઉપર મોંઢાંની ફુક ઉરાડીએ. આવી રીતે છંટાયલો વીચ્છુ ડંખ મારે તે ડંખ કોઇને લાગે નહીં. ધોળો અઘેડો=સગતરો એનું મુલ્યું પણ એ કામ કરે છે.

ટ. વીછુંનો દખ—સાટોડીનું મુળ દરદીએ ચાવવું અને તે મુલ ડંખપર બાંધવું.

ઠ. નાસુર, ભગંદર—સાટોડીના પાંદડાંને છુંદીને નાસુર ઉપર મુકે તો પરૂ ચુસાઇ જાય અને રૂઝ આવે.

## સાંધાનું તેલ.

સંસ્કૃતમાં સંધ એટલે નપુસક. સંધનું તેલ એટલે નપુસકને લગાડવાનું તેલ. "સંધનું તેલ" એ શબ્દ બદલાઇને "સાંધાનું તેલ" બોલાવાલાગોછે.

ક સાંધાનું તેલ—માલકાકણીના તેલમાં સાંધાને માંઉસને ઉકાળવું.

ખ. સાંધાનું તેલ—મરદને શકતી માટે ઉપયોગી છે. સાંધાને ચીરી અંદર નીચે મુજબ મસાલો ૧ રસ કરી ભરવો. જાયફળ, જાવંતરી, લવંગ, કેસર, અકેક ભાગ, સફેદ લોબાન, માલ કાકણી બબે ભાગ, સાંધાની અંદર મસાલો ભરી તેને સીવા લેવો. પેણો ચુલા ઉપર કોળ વંકો મુકીને તેલ નીકળે તે કાઢી લેવું-આ તેલ ઢીલી પડેલી નસને ચોળીએ તો નસ મજબુત થાય. કોમળ ચામડીને લગાડે તો ફોફ્ઈઓ ઉઠે.

---

## સાંધ વૃક્ષ.

મ. હાડકું ભાગેલું જલદી સંધાય—સાંધવૃક્ષની છાલ છુંદીને ૩ દીવસ ભાગેલાં હાડકાં ઉપર બાંધવી.

બાવળની છાલનું ચુરણ ૦ થી ૦ા તોલો મધ સાથ રોજ ખાય તો ભાગેલાં હાડકાંને જલડી ફાયદો થાય.

---

## સાપ.

પ. સાપનો ડંખ કોઇબી માણુસ ચુસી શકે. ચુસનારના . મોંમાં છાગળા અથવા સારો કોઇબી જાતનો ન જોઇએ! ચુસનારે બ્રાંડી અથવા ઘીના કોગળા કર્યા કરવા; ચુસાએલું ઝેર બહાર થુંકયા કરવું. ગળવું નહીં. ચુસનાર માણુસે દારૂ પીવો જોઇએ. ૧ કલાક સુધી ચુસવું પડેછે. ચુસતાં ચુસતાં માણુસ થાકી જાય તો બીજો માણુસ તરત વળગે.

ચ. મરઘાંના સફરો દંખ ઉપર દાબવો, મરઘું મરી જાય ને બીજું લેવું એ પ્રમાણે મુકયા કરવું. ઝેર હશે ત્યાં સુધી મરઘાં મરી જશે.

છ. રૂનળી વાટે ઝેર ખેંચાય છે.

જ. ડંખેલા માણુસને વામીટ આપવાની જરૂર છે.

ક. ડંખેલા માણુસને સ્પીરીટ હાટેસ હોરણુ ૩૦ થી ૬૦ ટીપાં પાણીમાં આપવાં.

ખ. દરદીને સાબરસીંગાનો ભુકો તોલા ૩ એક શેર પાણીમાં ઉકાળી ૦। શેર પાણી રાખી તે ગાળીને પાવું.

ગ. ડંખ માટે--સાબરસીંગુ ૦॥ તોલો ઘસીને પાણી સાથે પાવું.

ધ. ક્યુર સોદા, ક્યુર પોતાસ અથવા કાસટીકથી ઘા બાળવો.

ચ. મરઘાની તાજી કલેજી ડંખપર બાંધવી, તે ઠંડી પડે ને બીજી મુકવી.

છ. બંદુકનો દારૂ ડંખ ઉપર મુકી સળગાવી દેવો.

જ હમેશથી સ્ત્રી છુટે—સાપની કાચરીનો ધુમાડો છુપા ભાગપર આપે તો સ્ત્રી કષ્ટાય નહીં.

ઝ. નાસુર માટે સાપની કાંચરીની રાખ ઉમરાના દુધમાં મેળવી તેનું પુમડું નાસુર ઉપર ૧૦ દીવસ મુકી રાખવું.

ટ. બાળ કાળા થાય—સાપની મુરા કાપી નાખવી. એક હાલાંમાં ઘઉં શેર ૧૦ ભરી તેમાં ડોકાં વગરના સાંપ મુકે. તેની ઉપર ઘોડાની લીંડ મુકી ૪૦ દીવસ સુધી જમીનમાં દાટે પછી ઘઉં મરઘીને ખવાડે તો મરઘીના સફેદ પીછાં કાળાં થઇ જાય. તે મરઘી હલાલ કરી તેના માસની ગોળી બોર જેવી માણુસ ખાય તો તેના બાળ કાળા થાય અને જુવાન દેખાય.

ઠ. કંઠમાળા—સાંપની કાંચરી, એલચી, કંપીલો સંભાગે વાટી કરંજના તેલમાં ઉકાળીને તેલ ગાંઠપર મસળે.

ડ. સ્ત્રી કસતાતી હોય, છોકરૂં પેટમાં મરી ગયું હોય—તો હાથે પગે સાંપની કાંચળી બાંધવી તેથી છોકરૂં બહાર પડે છે.

ઢ. બાળ કાળા થાય—સાંપની કાંચળીનું તેલ બાળે લગાડે તો બાળ કાળા થાય છે.

ણ નખ કાળાં થાય,હાથ પગ ફાટીને લોહી નીકળે--સાપની કાંચરી માસા ૨ ખજુરમાં મેળવીને ખાય તો આ દરદોને ફાયદો થાય.

ત. રગતપીત—રગતપીતવાળો દરદી સાંપની કાંચરી માસા બે સુકી ખજુર સાથે રોજ ખાય તો ઘણો ફાયદો થાય. (મુજરબ છે)

ક. બાળ ખરી પડે નહીં, બાળ પાછા ઉગે—સાપની કાંચરી અંગુરી સર કામાં ખરલ કરી લેપ કરવો.

ખ. ચોથીઓ તાવ જાય—સાંપની કાંચળી ગોળ સાથે ખાય તો તાવ જાય.

ગ. સાંપનો ડંખ—તરત ઇંગાર મુકીને ડંખ બાળી મુકવો એ પહેલો ઉ પાય છે.

ઘ. ડંખની જગાપર નીચે જોરથી પાટા બાંધી લોહીને ફરતું બંધ કરે છે.

ચ. સાપનું કરડેલું માણુસ ત્રણુ દીવસ સુધી મરતું નથી એવું દેશી વ ઇદું કહે છે તે અંગ્રેજી વઇદું અને આ જમાનાની સાધારણુ અકલ માનતી નથી. પણુ જેઓથી બને તેઓએ નીચલો સહેલો ઉપાય અજમાવી જોવો:—સાપના ડંખથી બેસુધ્ધ થઇ પડેલા માણુસને અ થવા સાપના ડંખથી મરી ગયલો સમજવામાં આવતા દરદીની આંખે સુરો ખાર બારીક વાટીને આંજવો. દરદી સુદ્ધીમાં આવે અને તે જીવતો છે એવી ખાત્રી થાય તો પછી હરી ઠાનું પાણી પીવાડીને તે દરદીને વામીટ કરાવવું. ૨-૩ વાર હરી ઠાનું પાણી પીવાડી વામીટ કરાવ્યા પછી તેને ઉંઘ બહુ આવેછે, પણુ જરાબી ઉંઘવા દેવો નહીં, સુઇઆ ભોકીને પણુ જાગૃત રા ખવો. એટલે હોશીયાર થશે. આ ઇલાજ ઘણી બાજુએથી એકસ રખી રીતે વખાણુવામાં આવે છે.

સાપનો ડંખેલો માણુસ ૩ દીવસ મરતો નથી તેના પુરાવા નીચે મુજબ છે:—ઢેડાની ચોકસ જાતમાં આવો રેવાજ છે જે, સાંપે કર ડેલાં માણુસ આગળ ૩ દીવસ સુધી ભજન વગેરે કરયા કરવું. ૩ દીવસમાં જો તે પાછો ન ઉઠે તો મરી ગયલો સમજવો.

કોઇક ગામમાં રેવાજ હજી એવો છે જે સાંપે કરડેલા માણુસને ઝોળી માં સુવાડી તે ઝોળી ૩ દીવસ લીમડાના ઝાડ સાથે બાંધી રાખવી. લીમડાની ઠંડી અસરથી સાપનું ઝેર કપાય છે પણુ જો ૩ દીવસ માં દરદી હોંસીયાર ન થાય તો પછી તેને મરી ગયલો જાણુવો. આ કહેણી દેશી વઇદોમાં છે. ટક મળવે અજમાવી જોવું.

છ. આંખના મોતીઓ—કાળા સાપની ચરબી અને પાણીમાં ઘસેલી નીરમ

ળીને મેળવી આંખમાં લગાડવાથી, તરતનો મોતીઓ કપાય છે.

ક. આંખના દરદો માટે નીચલી દવાઓ આંખમાં આંજવાથી ફાયદો કરેછેઃ– ૧ નીરમળી પાણીમાં ઘસીને, ૨ કાળા સાપની ચરબી, ૩ સંખની ભસ્મ અને ૪ ઘીની મેસ. આ આંજવાથી આંધળો દેખતો થાય, એવું તેજ વધે છે.

ખ. ચીત્રા સાપનું ઝેર ઉતરે—ઉમરાનું મુળીઉં ૦। તોલો પાણીમાં ઘસીને પીવું અને ઘસાડો ડંખ ઉપર મુકવો.

ગ. ઘાયડા સાપનું ઝેર ચઢે નહીં—અરડુસો, કપાસ, દમરો, વાંઝણી કંકોડી એમાંનું કોઇબી મુળીઉં ૦। તોલા જેટલું ગઉમુત્રમાં ઘસી પીવાડવું.

ઘ. રકતપીતવાલા દરદીને સાપની કાચરી બાળીને તેની રાખ ૧ ચોખા ભાર (એક ગ્રેઇન) જેટલી રોજ એકવાર ઘી સાથે ખવાડવી, ખોરાકમાં દુધ અને ભાત સીવાય બીજું કાંઇ ખવાડવું નહીં. જેટલા દીવસ દવા ખવાડે તેથી બમના દીવસ પહેરેજી રાખે.

ચ. નાસુર—સાપની કાંચરીની રાખ નાસુર ઉપર ભભરાવે તો ફાયદો થાય.

છ અંધાપાના ઉપાય—કાળા નાગના પેટની અંદરની ચરબી તાવી લેવી. સંધેસડાનો રસ કહાડી ૧ કાદવના કોદીયાંને ચોપડી છાયામાં સુકવવું. એ મુજબ ૩ વાર સુકવવું. ચીની કબાળા તોલો ૦।, એચલી ૦। તોલો, બરાસ વાલ ૧ ને છુંદી મેળવવું. પેલાં કોદીઆંની અંદર આંગળી જેવી જાડી વાત મુકી પેલો ભુકો વાટ ઉપર અને તેની આસપાસ ભભરાવવો, તેમાં ચરબી નાખીને વાટ સળગાવી દેવી. ઉપર બીજું કોડીઉં ધાંકવું. મેસ એકઠી કરી આંખે અંજન ૪૦ દીવસ કરવું, અંધાપો જાય, જનમનો અંધાપો ન જાય.

જ. વાળો—સાંપની કાંચરી ગોળ સાથ મેળવીને વાળા ઉપર મુકે તો વાળો બહાર નીકળી આવે.

ઝ. નારૂવાળા દરદીને સાપની કાંચરી ગોળ સાથ મેળવીને સવાર સાંજ ખવાડે તો ફ્રજળ થાય. કાંચરીનો ગુણ જીવ જંતુને મારી નાખવાનો છે.

## સાબર સીંગુ.

ક. તાવ, હાંફણ, ચસકા માટે—સાબરસીંગાના કટકા કરી હાંલ્લીમાં મુકી કપડછંડ કરી ભઠીમાં સળગાવી દેવું. તેમાંથી ખાખ તોલો ૦ા દહીં તોલા ૫ સાથે ખવાડવું, (દહીં જેવી બીજી સરદીવાળી ચીજો નીબી હાંફણ માટે ઘણીવાર ભલામણ કરવામાં આવે છે.)

ખ. મરદને શકતી—સાબરસીંગાની ખાખ તોલો ૦ા મધ સાથે દીન ૫ ખાય તો શકતી વધે.

ગ. વા કમરનો, વા સાંધાનો તોડે—સાબરસીંગું પાણીમાં જાડું ઘસેલું તોલો ૦ા મધ અને દારૂ (દારૂ વગરબી ચાલે) સાથ મેળવી સવારે નનને કોઠે ચાટી ઉપરથી દુધ સેર ૦ા પીએ. દિન ચાર પીએ તો રહી ગયલાં માણુસને જરૂર ફાયદો થાય. સઘળા બીજા ઉપાયોમાં આ પેહેલો અજમાવવો, ઉપાય ઘણો જાણીતો, સેહેલો, અને સસતો છે.

ઘ. હુક-ટચકયુ—એ માટે સુંઠ, સાબરસીંગુ એને દારૂમાં ઘસી જરા ગરમ કરી તરત લગાડવું. દિનમાં ૩ વાર લગાડવું.

ચ. સાપના દંખ માટે સાબરસીંગુ પાણીમાં જાડું ઘસી ૦ા તોલા જેટલું ગરમ કરી પાવું.

છ. મરદને શકતી માટે—સાબરસીંગાની રાખ તોલો ૦ા રોજ મધ સાથખાય.

જ. ખહી માટે—સાબરસીંગાની ખાખ ૦ા તોલો રોજ મધ સાથ ખાવી (હાથીદાંતની ભસમબી ચાલે.)

ઝ. વાગેલું દભરાયલું અને લોહી બાઝેલું હોય તે માટે સાબરસીંગુ ઘસીને પાણીમાં પીવું. ફાયદો ઘણો કરે છે.

ટ. ધાતુની નબળાઈ, સુજેલી ગોળી, નબળું હૈયું, ખહી, ખાંસી, હાફણુ—સાબરસીંગાના ટુકડા કરી તેને આંકડાના દુધમાં મેળવ્યા પછી, ખુલ્લાં ઇંગારમાં ભુજવા તેની ખાખ ૨ વાલ મધ સાથે આ દરદો માટે ખાવી.

ઠ. ફુળુ—આંખના ફુળાં માટે, સાબરસીંગુ પાણીમાં ઘસીને આંખે લગાડયા કરવું.

ક. સાપનો દંખ, સાપનો મોહુરો બનાવટી—સાબરસીંગાને આમલીના ચીચોડાના કદ જેવા કટકા કરવા, તે કટકાને ઘાસમાં વીટાળી ત્રાંબાની દબીમાં પેક કરી, છાણાના તાપથી પકવવા. આ પકવેલો સાબરસીંગાનો કટકો સાપના મોહુરા તરીકે વેચાય છે. મદારીઓ આ કટકાની કીંમત રૂપીઆ પાંચ કહી પછી ભાવમાં ઉતરતાં ઉતરતા છેક આના પાંચથી વેચે છે. તોએ એકના એકવીસ કરી લે છે. આ પકાવેલા સાબરસીંગાના કટકામાં ઇયાને ખોટા સાપના મોહુરામાં ગુણ એવો છે જે સાપના દંખ ઉપર પાણી લગાડીને જયારે એ મોહુરો મુકે છે ત્યારે તે કટકો ડંખને વળગી રહે છે થોડીવારમાં છુટો પડે છે. આ છુટા પડેલા કટકાને દુધમાં ધોઇ પાછો ફરીથી ડંખ ઉપર મુકો તો ફરીથી ચોંટે છે. આ મુજબ ઝેર ઉપર ત્રણવાર ચોંટે છે. આ ક્રીયા નજરે જોવાથી અજાણ્યા માણસો માંગે તે કીમત આ મોહુરાની આપે છે.

ખ. ફુલું આંખનું—હરણ (કરીઆળ)નું સીંગડું દીકરીના માતાના થાનના દુધમાં ઘસી આંખે આંજે.

ગ. સુળ—સુળ એટલે શરીરમાં ખીલા મારે તે વાયુથી ઉતપન્ન થતા સુળ પીરૂમાં લાગે, પીત્તથી ઉતપન્ન થતા સુળ દુટીમાં લાગે, કફથી ઉતપન્ન થતા સુળ છાતીએ અને પાસલામાં લાગે, ત્રીદોષથી ઉતપન્ન થતા સુળ સાંધાઓમાં લાગે. એ દરદ માટે સાબરસીંગની ભસમ ૦ા તોલો, હીંગ ૧ વાલ ઘી સાથે મેળવી રોજ ખાય તો દરેક જાતના સુળ નરમ પડે.

---

## સાબુ કેસટાઇલ અથવા સાબુ કપડવંજી.

ઘ. પથરી માટે—એ સાબુની ચણા જેવી ગોળીઓ બનાવી તેમાંથી રોજ આખો દીવસ ગોળી ૨૦ થી ૩૦ સુધી ચુસ્યા કરવી.

ચ. કરારીઆ માટે—સાબુ અને સામરના ફુલ સંભાગે મેળવી શરીરે લગાડવું.

છ. કોઇપણ જાતના સાપનું ઝેર ઉતરે—ગામતી સાબુ ઘસીને બેઉ આંખે

આંજવો, અને આંખ ઉઘાડ ધાંક કરવી.

---

## સાયંતી.

ક. કુતરાનું ઝેર ઉતરે—સાયંતીનો પાળો દરીએ કીનારે ઉજડ જગામાં થાય છે,તેના પાતરાં ૦। તોલો ખવાડવાં.સામતાં ખવાડવાં નહીં કારણ કે તેથી ઉળતી થાય છે માટે ૧ પાતરૂં ચાવીને પછી બીજું એ મુજબ ૦। તોલો પાતરાં ખાઇ જવા. ઉલટી થાય નહીં તો દરદી બચે. ઉળતી થઇ તો દરદીની આશા નહીં.

---

## સાલમ.

ખ. મરદાઇ માટે—સાલમ તોલો ૧ ને દુધમાં ઉકાળી ૭ દીવસ રોજ પીવામાં લેવું.

ગ. મરદાઇ માટે—સાલમ તોલો ૧ તથા દુધ શેર ૧ ને ઉકાળી શેર ૦॥ રાખી, અંદર જાયફળ, જાવંત્રી, એલચી, લવંગ અને કેસર અકેક વાલ નાખવું, બદામની મીંજ, અખરોટ, પસ્તાં, ખસખસ, વરીઆળી, સાકર સંભાગે મેળવી તેનો એક તોલો દુધમાં નાખી પીવું.

ઘ. લકવાની અસર—સાલમ લકવાની અસરવાળાને આપે છે. શરીરની નસો ઘીળી પડી હોય તો સાલમ ૦॥ થી ૧ તોલા સુધી દુધમાં ઉકાળી પીવામાં આપે છે. વીલાયતી સેનેટોજનનાં બધા ગુણો એમાંછે.

---

## સાવરી.

ચ. પીડી પીસાબ માટે—સફેદ સાવરીનું મુળ ૦। તોલો પાણીમાં ઘસી દીવસમાં બે વાર પીવાડે. દરદના પ્રમાણમાં મુળીઉં ઓછું વધતું લેવું.

દસ્તાન માટે—દસ્તાન ઘણું જાય ત્યારે સફેદ સાવરીના મુળીઆનો ભુકો ૦। તોલો લઇ દુધ શાકર સાથ રોજ ખાવું.

## સીતાબ.

સીતાબ-કપુર તથા બ્રોમાઇડની માફક સીતાબ વીર્યનો જોશ નરમ કરે છે, એ ખાવામાં અપાય છે.

ક કરમ માટે—સીતાબના પાંદડાનો રસ બચ્ચાંને કરમ માટે પીવાડે છે. અથવા પાંદડાં ગળે બાંધે છે. એના વાસથી કરમ છાતીએથી નીચે ઉતરે છે. સીતાબ ગર્ભસ્થાનને નુકશાન કરતા છે.

ખ. દસ્તાન અને પીસાબ છુટે—દસ્તાન અને પીસાબ છોડવવા માટે સીતાબ ખાવામાં અપાય છે.

ગ. આંખે તેજ વધે, મરદને શકતી વધે, ધીલી નસો મજબુત થાય—સીતાબના બી તોલો ૦॥ ગાયના ઘીમાં તળી, રોજ ૭ દીવસ સુધી ભુખે પેટે ખાવાં.

---

## સીતાફળ=અંનુસ.

ઘ. સીતાફળના પાંદડાં તથા બી જીવ જંતુને મારે છે.

ચ. કોહવાટવાળા ભાગમાં, પાંદડાંની પોટીસ મુકવાથી કોહવાટને રૂઝવે છે.

છ. વાળા માટે—બી તથા કાચા ફળની લેપડી વાળા ઉપર મુકવી.

જ સાપ, વીચ્છુ અને કુતરાનું ઝેર ઉતરે—સીતાફલનો અથવા રાનસુખડાનો ઠળીઓ પાણીમાં ઘસી ડંખ ઉપર લગાડવો.

---

## સીનકોના સલફ્સ.

ઞ. ચોથીઆ અને તાઢીઆ તાવો માટે—સીનકોના સલફ્સ અથવા કુઇનાઇનનું ૩ ગ્રેનનું (અરધા વાલનું) પડીકું ૧ તાવ ચઢવાની એક કલાક આગળથી આપવું. ઉપરથી દુધ વગરની સાબુ ચોખાની કાંજી પાવી. તાવ ચઢે તે વેળા એવું બીજું પડીકું આપવું, એક કલાક પછી ત્રીજું પડીકું આપવું.

## સીંદુર.

ક. કંઠમાળાનો મલમ (જુઓ મલમ)

ખ. કંઠમાળા માટે—સીંદુર, એળચી, કર્પીલો, સાપની કાંચરી સંભાગે ચુરણ કરી લગાડે.

ગ. કંઠમાળા માટે મલમ—સીંદુર, મરી, નીમક, દરેક ૫ તોલા, મીઠું તેલ ૦ા શેર ગરમ કરી સાબુ તોલા ૫ નાખે.

ઘ. કંઠમાળા માટે—સીંદુર, મરી, લુણ, સાબુ, મીઠું તેલ સંભાગે લેવું થાળીમાં મુકી કળસીઆથી ઘસવું અને કંઠમાળાપર લગાડવું.

ચ. કાળો મલમ, ગર ગુમડાં માટે—સીંદુર શેર ૦ા, તેલ શેર ૧ માં ખુબ ઉકાળવું. ચાસણી આવે ને મીણ નવટાંક ઉમેરવું.

છ. ગાંઠ, દરદ પીગળાવવા માટે મલમ (બેરેજીનો મલમ)—સીંદુર શેર ૦ાા તેલ શેર ૧ માં ઉકાળી ચાસણી આવે ને બેરજી શેર ૦ાા નાખે.

દરદ ફુટે (નસ્તર મારવું ન પડે)—ઉપર મુજબ કાળો મલમ તો. ૨ મોરથુથું તો. ૦ાા,સોમલ તાલો ૦ા મેળવીને તેનું ૧ ટીપું દરદ પર મુકે તો તે ફાટે, નસ્તર મારવું ન પડે.

જ. વાંદરો કરડે તેનું ઝેર ઉતારવા માટે—સીંદુર માખણમાં મેળવી ઘા ઉપર લગાડે.

ઝ. પાકુ રૂઝવવાનો મલમ—સીંદુર, રાહાળ, કપુર, કાઠો દરેક ૧ તોલો ૦ાા શેર ગાયના ઘીમાં મેળવી ઠાળીમાં મુકી ત્રાંબાના કાંસીઆથી મસળવું.

---

## સીંધવ.

ક. વાળાના ઉપર સીંધવખાર ૧ રાત બાંધે તો વાળો મરી જાએ.

ખ. અફીણનું ઝેર ઉતરે—સીંધવખાર ખાવાથી ઝેર ઉતરે છે

ગ. ઘીલી નસ માટે—સીંધવ પીસી, ઘીમાં મેળવી લેપ કરે.

ઘ. દાંત હાલતા હોય તો સીંધવ અને પીપરનું ચુરણ દાંતે ઘસે.

ચ. દાંત કળે અને હાલે તો નીચલું મંજન રોજ બેવાર કરે—

સીંધવ, લીંડી પીપર, જીરૂં, બદામના કોચલાની રાખ મેળવી મંજન બનાવવું.

ક. નબળી નેસોને લેપ—સીંધવ અને કબુતરને છેડ સંભાગે લેવો. મધ સાથ મેળવી ૭ દીન લેપ કરવો તેથી ધીલી નસો મજબુત થાય.

## સીંધવ લુણ.

ખ. પથરી માટે—સીંધવ ૨ તોલાના પડીકાં ૨૧ બનાવી તેમાનુ ૧ રોજ ગાયની છાસમાં પીયે પછી ઉભો ઉભો પેટ ભરીને છાસ પીયે તો પથરાનો મરજ તળે.

ગ. પથરી માટે—સીંધા લુણ ૧ તોલાના ૧૨ પડીકાં કરી તેમાંથી એક સહુવારે ખાવું, અને ઉભા ઉભા ગાયની છાસ પીવી.

ઘ. ગોળી મોટી થાય, અંડ વૃધ્ધી—સીંધાલુણને ઘી સાથ મેળવવું ત્રાંબાના વાસણમાં તેને લેપ કરવો તેને સુરજના તાપમાં રાખી ગેટીના ઉન વડે ખુબ ચોળવું તેથી જે મેલ (કાટ) થાય તે કાટ ગોળી ઉપર ૨૪ કલાક ઘસ ઘસ કરવાથી ગોળીના સરવે દરદ તરત નાસ પામે. આ પ્રયોગ ચમત્કારી છે. (લુણ ૧ ભાગ ઘી ૪ ભાગ)

ચ. ભુખ લાગે—લીંબુનો રસ ૦ાા તોલો, આદુનો રસ ૧ તોલો, સીંધાલુણ ૬ વાલ મેળવી ખાધાની ૧ કલાક આગળથી પીવું

## સીલારસ.

છ. બાળ ન ઉગે—સીલારસ ચોપડીને ઘડી ૨ રાખી ઉપર સેક કરવે તો બાલ જાય છે, ફરી ન થાય ૧ વાર કરવાથી ન બને તો ૩ વાર કરવું.

## સીસમ.

જ. કોઢ, લોહીના ઉપદ્રવ માટે—સીસમનો વેહેર શેર ા અને પાણી શેર બે ઉકાળીને પાણી શેર દોઢ રાખી, તે [illegible]

સાકેર નાખી સરબત બનાવી રાખવું.

ક. વેહેર સીસમનો તો૦ ૦। તેને પાણી સેર ૦। માં ઉકાળીને નવટાંક રાખવું. આ નવટાંક પાણીમાં ઉપલું સરબત ચમચો ૧ ભેલીને દિન ૪૦ પીવું, ખટાસ, દુધ, દહીં, સાકભાજી ખાવાં નહિં.

ખ. લોહી સુધારનાર—સીસમનો વેહેર ૦। સેર, ૩ સેર પાણીમાં આખી રાત ભીંજવી રાખવો. તેને ગાળીને ૧॥ સેર સાકર નાખી સરબત બનાવી હર વેળા ૧ તોલો દીનમાં બેવાર પાણી સાથ પીવું.

---

## સુખડ.

ગ. માથુ દુખે, પીતના તાવનું, તો સુખડનો પાણી સાથે ઘસારો કરી માથે લગાડવો.

ઘ. તાવમાં તરસ લાગે તો સુખડ તોલો ૧ પાણી ૧॥ સેર સાથે ઉકાળી તે પાણી પીવામાં લીએ તો તરસ મટે છે.

ચ. કરોળીઓ—સુખડને ટંકનખારમાં ઘસીને શરીરે ચોપડેથી કરોળીઓ મટે છે.

છ. ખુજળી માટે—સુખડનું તેલ લીંબુના રસ સાથે મેળવી લગાડે છે. નરમ મિજાજવાળા દરદીને આથી તાપ આવી જાય માટે મીઠું તેલ સાથે સંભાગે લેવું.

જ. ગોળી મોટી, અંતરગળ—સુખડ, સોપારી લાલ, રસવંતી, અફીણ, સંભાગે અકેક તોલો, જવનો આટો તોલા ૪ લીલા ધાણાના રસમાં મેળવી લગાડે છે.

ઝ. ચામડીનો રંગ સુધરે—સુખડને પાણી અથવા ગુલાબજળ સાથે ઘસીને મોંઢા ઉપર મસળે.

---

## સુખદરસન.

ટ. આંગળપેરા માટે—પાતરાં, દીવેલ સાથે છુંદી લેપડી આંગળાપર મુકવી.

## સુંઠ

ક. કાન—શરદીથી કાન બેહેરા થાય તો સુંઠ, અને કોપરૂં ચાવીને, દુખતા કાનની બાજુએ મોંઢામાં રાખવું. છાણુા બાળીને, તેનો સેક કરવો, તેનો ગરમ ધુમાડો કાનમાં જવા દેવો.

ખ. ફીફરાં માટે—સુંઠનો ભુકો, માથા ઉપર ઘસવો અથવા સુંઠ પાણીમાં ઘસીને ત્રણ ટીપાં નાકમાં નાંખવાં.

ગ. માથાનો દુખાવો, અજીરણ, પેટનો દુખાવો મટે, લોહીનું ફરવું થાય—સુઠ, દારૂમાં ઘસી માથે લગાડવી, સુંઠ, ગોળ સાથે ખાવી. સુંઠ ૩ ભાગ, અજમો ૫ ભાગ છુંદી તેનો ભુકો શરદીવાળી જગાએ મસળવો. કળતર પણ દુર થાય, શરદી પણ નરમ પડે છે.

ઘ. અગની, દીપનગોળી—સુંઠ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, ઇંદ્રજવ, મરી, સીંધવ અકેક ભાગ મેળવીને, એની ગોળી કરી ખાવી. શરીરે ગરમાવો આવે, ભુખ લાગે, પાચન શકિત વધે.

ચ. હાંફણુ—સુંઠ, મરી, પીપળ, સંભાગે મેળવી ૦। તોલો મધમાં ચાટવું.

છ. સંધીવા માટે—સુંઠ, એલચી અકેક ભાગ, ગોળ બે ભાગ મેળવી ૦॥ તોલો દીનમાં ૨ વાર ખાવું.

જ. કરમ—સુંઠ અને વાયવળંગ ખાવાથી કરમ મટે.

ઝ. અજીરણનુ ચુરણ—સુંઠ, મરી, પીપર, અજમો, સીંધવ સંભાગે લઇ સવારના ૦।॥ તોલો વાસી પાણી સાથે લેવું.

ટ. ઝાડાનું લોહી નરમ પડે—સુંઠ તોલો ૦॥, દુધ સેર ૦॥, પાણી સેર ૦॥, પાણી બાળી ગાળીને પીવું.

ઠ. અજીરણ—સુંઠ, પીપર, મરી, અજમો, કાળુંજીરૂં સીંધવ દરેક તોલા ત્રણ હીંગ તોલો ૧ ચુરણ કરીને તેમાંથી તોલો ૦॥ ઘીમાં ગરમ કરી ચાટે.

ડ. અંતરગળ માટે—સુંઠનો પાક રોજ બેવાર ખાધા પછી લેવો. સુંઠનો ભુકો મધ સાથે મેળવી પાક બનાવે તેમાંથી ખપતો પાક રોજ બેવાર ખાય.

ક. અડગરી માટે—સુંઠ અને ગોળ ખાય.

ખ. લકવો, મોં ફરી ગયું હોય, જભાં વળગી ગઇ હોય—ત્યારે સુંઠ, મીરચ, પીપળ, અજમો, મોથ, કાળી દરાખ, ચીતરો, સુરીજન દરેક તોલો ૦ાા સબડ ૩ પઇસાભાર કમુનીના પાતરાંના રસમાં ચણા જેવડી ગોળીવાળી ૧ ગોળી પાણી સાથે ખાય.

ગ. ઢીળી નસ માટે—સુંઠ અને ખારેકના ઠરીઆ છુંદી ઘી સાથે મેળવી લગાડે તો નસમાં શકતી આવે.

ઘ. મોરચી માટે—સુંઠ, સંચર, લીંબુનો રસ સંભાગે મેળવી ૦ાા તોલો ખાવો.

ચ. ફીફરૂં—સુંઠ મધમાં ઘસીને નાંકમાં ૪ ટીપાં મુકે.

છ. તરસ તાવની મટાડવા માટે સુંઠ તોલો ૧ અથવા સુખડ તોલો ૧ પાણી સેર ૧ાા માં ઉકાળીને તે પાણી પાવું.

જ. વાયુ તોડે—સુવાવડી સ્રીને સુંઠ બહુ ઉપયોગી છે.

ઝ. તાવ ઉતરે—સુંઠ વાટી ગરમ કરી કપાળે લગાડે અને ઓઢાડીને સુવાડે, પરસેવો થઇ તાવ ઉતરે છે.

ટ. મરડાની, ઝાડાની ચુક—સુંઠ ઘીમા તળી ખવાડે અથવા સુંઠનાઉક ળામાં દીવેલ નાખી પીવાથી ચુંક, સુળ, બીટ, વગેરે તોફાન બે સી જાય છે.

ઠ. શરદી પાણીમાં ભીંજાવાથી લાગે તો સુંઠ, ગોળ, ઘી, ચાટવાથી ગરમાવો આવે. ઘણું ફાયદાકારક છે.

ડ. શરીરે ગરમી લાવવા માટે—શરીરે સુંઠનો ભુકો ઘસે.

ઢ. ગર્ભણી સ્રીને તાવ આવ્યા કરે તો સુંઠ તો૦ ૦ાા વાટીને બકરીના દુધમાં ઉકાળી પીએ.

ણ. ચોઠીઆ તાવ માટે—સુંઠ, અરદુસાના પાતરાં અથવા દાખલી, દેવદાર, આમલા, દરેક ૦ાા તોલો સાકેર ૨ તોલા, પાણી સેર ૧ એને ઉકાળી ૦। સેર પાણી રાખી પીએ.

ત. સંઘરાની માટે—સુંઠ અને ખારેક અકેક તોલો, અફીમ ૦ાા તોલો; લીંબુના રસમાં ચીનીબોર જેવી ગોળી કરી રોજ ખાય. ખોરાક દહીને ભાત.

ક. મરદને શકતી (બંધેજ)--અકલગરો, ચીનીકબાલા, ખસખસ, મુસળી કંડ, કુળીજન, લવંગ, અસકંડ, ફોફલ, સંભાગે લઇ મધ સાથ ચીનીબોર જેવી ગોળી કરે અને સવારના પોહોરમાં ખાય તો બહુજ તાકાત વધે.

ખ. નસોને તાકાત માટે—દાલચીણીને ગાયના પીત્તામાં ઘસીને નબળી નસો ઉપર લગાડે તો તાકાત વધે.

ગ. માથાનો દુખાવો ૧૦ વરસનો હોય તે મટે--સુંઠ, અરીઠા, પારસ, પીપળાના બી, મરી સંભાગે પાણીમાં વાટીને નાસ લેવો.

ઘ. ઢીલી નસોને કઉઅત આવે—સુંઠ અને ખારેકના ઠળીઆ ઘીમાં ઘસીને નસો ઉપર મસળે.

ચ. અજીરણ માટે—સુંઠ, મરી, પીપર, સંભાગે મેળવી ૦। તોલો પાણી સાથ દીનમાં ત્રણવાર પીવું.

છ. સોજો નરમ પડે—સુંઠ, દેવદાર, સાટોદી સંભાગે મેળવીને ૦॥ તોલો ફાકી રોજ લઇ ઉપરથી દુધ પીવું.

જ. ચાહ સુંઠની—સુઠ ખોખરી કરેલી ૦॥ તોલો ઉકળતાં પાણી ૧૫ તોલામાં નાખી ઢાંકી રાખવું.

ઝ સંધી વા માટે--રાતરે સુતી વેળા આ ચાહ પીવી અને બંનુસ ઓઢીને સુવું.

ટ. સળેકમ માટે--સુંઠની ચાહ પીવી અને ઓઢીને સુવું.

ઠ. માથાનો દુખાંવો—સુંઠ પાણીમાં ઘસીને માથે લગાડવી.

ડ. કાનના ચસકા મટે—સુંઠ અને અફીમ સ્ત્રીના થાનના દુધમાં ઘસી ટીંપા ૧૦ કાનમાં નાખે.

ઢ. આંતરડાંનો સોજો મટે, મોંઢાં ઉપર લોહી આવે—સુઠને દુધમાં ઘસી ચટાડે પછી સારસાપેરેલા દુધમાં પીયે પછી નક્કર ખોરાક ખાય.

ણ. સંધી વા માટે--૫ વાલ સુંઠનો ભુકો અને ૨ વાલ સોદાબાઇકારબ ખાવામાં લેવો અથવા અરધો તોલો સુંઠ ૧૫ તોલા પાણીમાં ઉકાળીને ગરમ ગરમ પીવું અને ગરમ કપડું ઓઢીને સુવું. પરસે

વો પડીને દરદ નરમ પડસે.

સળેકમ માટે—ઉપર મુજબ કરવું.

ક. ભુખ લગાડે, ૦। તોલો સુંઠ અને ૨ વાલ મીઠું મેળવી ખાધા અગાઉ ફાકી મારે તો ભુખ લાગે, જીભમાં સ્વાદ વધે; ગળું સાફ થાય.

ખ. ઠોઠર મોંઢા ઉપર આવે ત્યારે સુંઠ પાણીમાં ઘસી લગાડવી.

---

## સુનામખી.

ગ. કબજીઆત, પેટમાંનો ખરાબ વાસ મટે—સુનામખી તો૦ ૫, સુંઠ ૨ તો૦, સંચળ ૨ તો૦, એલચી ૦॥ તોલો આ પ્રમાણે વજનમાં મેલવી, ચીનીબોર જેવી ગોળી બનાવી તે રોજ ગોળી ચુસીને ખાવી સુનામખી પેટમાં દુખાવો કરે નહી, માટે એના ફકત પાંતરાં લેવાં, ડાંખળી કહાડી નાંખવી. અથવા પાંતરાંને, ઘીનો પટ આપી ગરમ કરવાં. સુનામખીની ચાહ સાથે જુલાબનું મીઠું વાપરવાથી દુખાવો થાય નહીં.

સુનામખીના ગુણો નીચે મુજબ છેઃ-

ઘ. પથરી માટે—સુનામખી કાકડીના મગજના રસ સાથે ખાવી.

ચ. કરમ માટે—સુનામખી ચાવી ખાવી.

છ. સંધી વા માટે—મીઠાં સાથે ખાવી. જયારે લોહી પડતું હોય, આમણ બહાર નીકળતું હોય ત્યારે સુનામખી વાપરવી નહિ.

જ. ભુખ વધે—સુનામખી મધ સાથે રોજ ખાવી.

ઝ. છાતી સાફ થાય છે—સુનામખી રોજ સાકર સાથે ખાવી.

ટ. તનની શરદી મટે—સુનામખી રોજ ગુલકન સાથે ખાવી.

ઠ. મોઢા ઉપર તેજી આવે—સુનામખી રોજ ગુલકન સાથે ખાવી.

ડ. દરદ લાગુ પડે નહી—સુનામખી રોજ ગાયના દુધ સાથે ખાવી.

ઢ. લોહી સુધરે—સુનામખી રોજ ચોપચીની સાથે ખાય. (૪૦ દીવસ ખાવી)

ક. દીલ સફા રહે—જો સુનામખી ગાયના દુધ સાથે ખાય તો મરદાનગી વધે–જો બકરીના દુધ સાથે ખાય તો ચાલતાં થાકે નહી–હરણ ના દુધ સાથે ખાય તો ચાલવાની શકતી વધે.

ખ દીલ ખુશ રહે—સુનામખી ઉંટના દુધ સાથે ખાવી.

ગ. બાળ કાળા થાય—સુનામખી ભાંગરાના રસ સાથે ખાવી.

ઘ. આંખ, કાનના દરદ માટે—સુનામખી ગરમ પાણી સાથે ખાવી.

ચ. પથરી દુર થાય—સુનામખી કાકડીના બીના રસ સાથે ખાવી.

૧૭. રસવીકારવાળાં માણસને ચાલુ રોજ ૧ અથવા બેવાર ખવાડે. ગરમારાનો ગર, પીપળીમુલ, હરડે, સુનામખી, કાળી દરાખ દરેક તોલો ાા, મધ સાથ મેળવી પાક બનાવી, ઝાડો સાફ આવે એટ લું રોજ ખાવું.

૧૪. ભુખ લગાડે, અજીરણ તોડે, લેહેજત વધે, મોંઢાનો વાસ દુર કરે—સુનામખી ૫ તોલા, હરડે તોલા ૨, સંચર તો૦ ૨, એલચી તો૦ ા એને કુટી, કપરછંદ કરી, ફાકી મારે. વજન ા થી ાા તોલો.

---

## સુરણ

ક હરસ માટે—સુરણ આખું અથવા તેના કટકાને કેળના, દીવેળાના અથવા કોઇ જાણીતા પાંદડામાં વીટાળી તેના ઉપર માટીનો થર દેવો. તે સુકાયને છાણામાં પકાવી લેવું. (આ બનાવટને પુટપાક કહે છે) આ માવો; તેલ, અને ગોળ મેળવી રોજ ખાવો. (ઘણો જાણીતો ઉપાય છે) સુરણનું શાક પણ વારંવાર ખાવું તેમાં પણ ગુણ છે.

૮. હરસ માટે—સુરણનો ગુણ ઘણો છે.

૯. સુકા સુરણની ધુઇ લેવાથી હરસ સુકાઇ જાય છે.

૩. હરસ મટે—વવળતું સુરણ ૮ ભાગ, અંદરનો દાંડો કાઢી નાખેલું ચીતરાનું મુળીઉં ૧ ભાગ, સુંઠ ૨ભાગ, મરી સફેદ ૧ ભાગ એની મેળવણી ા તોલો ભુકો ા તોલા ગોળ સાથે, સવાર સાંજ રોજ એક માસ ખાવું. પેહેલા ઘી ચાટવું જેથી ગળામાં વવરાટ લાગે નહી.

ચીતરાના મુળનો અંદરનો દાંડો કાઢી નાંખવો.

ક. હરસ માટે—સુંઠ ૧૨, પીપરીમુળ ૮, મરી ૪, પીપળ ૧૨, ચળક ૪, તાલીસ પત્ર ૪, નાગકેસર ૨, તમાળપત્ર ૦ાા, એળચી ૧, તજ, વાળો ૧, જુનો ગોળ ૧૨૦ તોલા; આ બધાનું ચુરણ કરી તેમાંથી અરધો તોલો ચુરણ પાણી સાથે જમવા પહેલા લેવું.

ખ. રૂચી કરનારૂં, કફ નાશ કરનારૂં, જઠરાગ્નીની ઉત્પન્ન કરનારૂ અને હરસના રોગને અત્યંત હીતકારી સુરણ છે.

ગ. બાતુ હરસ—ને બહુ ગુણકારી છે. વવરતા સુરણને કપડછંડ કરી છાણાનાં ઇંગારમાં, બાફી તેનું ઝેર કાઢી નાખે, ખમણીને ભુકો કરી સુકવે અને ૦ાા થી ૧ તોલો દુધમાં ઉકાળી રોજ ખાય તો હરસને બહુ ફાયદો કરે છે.

ઘ. હરસની ચુળ થાએ તે માટે—૫ શેર સુરણ કાપી, સુકવી, તેની ભુકી કરી, રોજ ૦ાાથી ૦ાા તોલો ખાયા કરવી. ૫ શેર સુરણની ભુકી પહોંચે ત્યાં સુધી ચાલુ ખાયા કરવી.

ઞ. હરસ માટે—સુરણની ગાંઠને છોલી છીણી નાખી સુકવીને ભુકો કરવો, ઘીમાં તળવો, પછી ખરી સાકરના સીરામાં મેળવી એલચી, વાંસ કપુર, બદામનો ગર મેળવી ચકતાં પાડવાં ૪ તોલા દરરોજ સવારે ખાઇને દુધ પીવું. હરસવાળાં દરદીને દવા તરીકે સુરણ ઘણું ખાવું. રોટલીમાં સુરણ, સાકમાં સુરણ, પુરીમાં સુરણ અને ફાવે તેમ સુરણ બહુ ખાવું.

છ. હરસ માટે નીચલુ ચુરણ ગોળ સાથે રોજ સવાર સાંજ ખાવું. સુરણ ભાગ ૯, સુંઠ ૨, મરી ૧, ગોળ ૧૬ ભાગ મેળવી સવાર સાંજ ૦ાા તોલો રોજ ખાવું.

જ. દરેક મસા માટે ઉપલું ચુરણ છે. ઝાડો કબજ હોય તો સુંઠને બદલે હરડે લેવી.

ઝ. પીતના મસા હોય તો ઉપલાં ચુરણમાં ગોળને બદલે સાકર લેવી.

ટ. હરસના મસા માટે, મસાની ચુળ થાય તે માટે—સુરણ (વવડતુ

સુરણ વધારે ગુણ આપે) સુકવી, તેની ભુકી બનાવી, તેમાંથી ૦। અથવા ૦॥ તોલો અને ખાંડ ૦॥ તોલો મેળવી હરરોજ સહુ વારે ફાકી મારી પાણી પીવું. ભુખે પેટે ખાવામાં ફાયદો છે. લાંબો વખત ચાલુ રાખવાથી હરસના મસાને ફાયદો કરે છે.

---

## સુરણ જંગલી.

ક. મદનમસ્તમાં જુઓ.

---

## સુરમો કાળો.

ખ. મોતીઓ આંખનો—ખાપરીઉં, બરાસકપુર, સુરમો, સાકેર, પોરતુગલની તપકીર, હીમજી હરડે સંભાગે લઈ, ખુબ પીસીને તેની લુગડી કરે, તેને એરંડાના પાનમાં વીટાળી સુતરથી બાંધે, તે ઉપર બે આંગળ મટોડીનું થર કરે. સુકાવા પછી ૪ છાણાના ઈંગારમાં પકવે. લાલ અંગારા જેવો થાય ને કાઢે. ઠંડો પડે ને અંદરથી માંખણ જેવું અંજન કાઢી લેય. આ અંજનથી આંધળા દેખતા થાય છે.

ગ. આંખના દરદો માટે—તરત મુવેલાં સાપના મોઢાંમાં અથવા ગરૂડ પક્ષીના મોઢાંમાં સુરમાનો કટકો મુકી તેમાં ઘી ભરવું. પછી ૧ કાદવના વાસણમાં તેને મુકી બીજું વાસણ ઉપર ઢાંકી બંધ કરવું. કપડમટી કરવી. ૧ ખાડો જમીનમાં ખોદી તેમાં અરધા અળાયાં મુકી તે ઉપર વાસણ મુકવું. અને બીજા અળાયાં મુકી ખાડો ભરવો. પછી અગનીથી સળગાવવો. પછી સુરમાને કાહડી લેવો. તેને કપુર કાછલીના ચુરણ સાથ મેળવીને આંખે આંજે. જેનીઆંખની કીકીઓને નુકશાન થયલું હોય તે જોઈ શકે.

ઘ. ઉંઘ આવે અને ઉંઘ વધે—ચોમાસા અગાઉ સુરમાને લીમડાના ઝાડને કોતરી તેમાં મુકે, તેને બંધ કરે ચોમાસુ ગયા પછી તે સુરમાને બહાર કાઢી તેને કપુર (અથવા સીતલચીની) સાથ પીસી બારીક બનાવી આંખે આંજે તો દરદીને ઉંઘ આવે મગજની બીમારીવાળા દરદીને બહુ ફાયદો થાય.

૪. ઉંઘ—કેટલાંક દરદીઓને સુતી વેળા સુરમો આંખે આંજે તો નીંદ આવે છે.

૫. મગજની ભમરી તથા વાયુને માટે પણ સુરમો આંખે આંજે છે તેથી ફાયદો થાય છે.

---

## સુરવાળા.

૧. સુળ—સાંધામાં છાતીમાં અથવા પેટમાં મારે તેનો ઇલાજ—સુરવાળા કરી ૧ જાતનું ઘાસ થાય છે, તેની ટોચ કાળા રંગની છે. તે ટોચ કાંટાવાળી અને ચાર આંગળ લાંબી રહે છે. તેનો ઉકાળો કરી પીવાથી ગમે તેવી સુળ હોય તે નરમ પડે છે. સુળ મટાડવાનો અતિ અદભુત ચમત્કાર એમાં છે.

---

## સુરીજન.

૫. ઢીલી નસો મજબુત થાય—સુરીજન પાણીમાં ઘસી, ચામડી ઉપર લગાડવાથી નસોમાં જોર આવે છે.

૬. તાવ ઇન્ટરમીટન્ટ—અંગરેજી ઇપેકેકયુનાની માફક સુરીજન તાવને અટકાવે છે.

૭. સંધીવાના સોજાપર—સુરીજન, કેસર અને ઇંડાની સફેતીનો લેપ મારવો.

૮. જળંદર, બરોળ, કાળજું, સંધીવા—સુરીજન, એલચી સાથે મેલવીને તેની એકેક વાલની ગોળી કરીને ગોળી એક અથવા બે દીવસમાં બેવાર ખાવી.

---

## સુરોખાર.

૭. બરોળ માટે—ફટકી ૧, જવખાર ૨, નવસાગર ૨, સુરોખાર ૪, સીંધવ ૧ભાગ, આ પ્રમાણમાં મેલવીને એનો લોંદો બનાવવો. ૧ થી ૩ વાલ ભુકો પાણી સાથે પીવો. બરોળ માટે જાણીતો દેશી ઉપાય છે.

૮. હરસ માટે—સુરોખાર પાણીમાં વાટી લગાડવો. હરસ નીકળી પડે છે,

૯. પીસાબ છુટે—સુરોખાર છાસમાં નાખી પીએ છે.

ક. પથરી માટે—સુરોખાર ૩ વાલ, ક્રીમ ટારટર તોલો ૦। પાણી તોલા ૮ મેળવી, તેના ભાગ ત્રણ કરી, દિનમાં ૩ વાર પીએ.

ખ. પીસાબ છુટે--પીસાબની નળીમાં સુરોખાર મુકે, માફકસર જોઇએ એટલો મુકે, ઘણીવાર મુકે તો નુકશાન છે.

ગ બરોલ—ફટકી ૧ ભાગ, જવખાર ૨ ભાગ, નવસાગર ૨ ભાગ, સુરોખાર ૪ ભાગ, સીંધવ ૧ ભાગ એને મેલવી એકથી બે વાલ, પાણી સાથે ખાવું, ઘણો જાણીતો ઇલાજ છે.

ધ. આંતરીઆ તાવની દવા—(Aguo mixturo) કરીઆતું, કડું, ઇંદ્રજવ, વરીઆલી, હીમજીહરડે, સુંઠ, કાલીરીજી, ધાણા, મરી, એકેક તોલો લેવો, પરૂફ સ્પીરીટ પંદર આંઉસમાં સાત દીવસ ભીંજવી રાખી ગાલી લેવું. તેમાંથી ૦। તોલો દવા, અને બે તોલા પાણી સાથે મેલવીને સવાર સાંજ પીવું.

સુલેમાની લવણ=લવણક્ષારની બનાવટ નીચે મુજબ છેઃ—
નવસાગર, સુરોખાર, સીંધવલુણ સંભાગે લેવું તેને આટાના લોંદામાં મુકી, તે લોંદાને કપડછંદ કરી અરાયાના ઇંગારથી પકવવું. જે ભુકો થાય તે લવણક્ષાર છે.

ચ. અજીરણ, સોજા, અરૂચી, જલંદર, આફરા, થોથરા માટે—એઆની ભાર લવણક્ષાર ઘી સાથે જમતી વખતે ચાટવું. પેપસીન અને લેકટો પેપટીનનું કામ કરે છે.

છ. મસા સાત દીનમાં મટે—સુરોખાર, જવખાર, ટનકનખાર, સીંધવખાર દરેક ૦। તોલો લેવો તેને મેળવી ૭ ભાગ કરવા. ૧ ભાગ રોજ ૭ દીવસ સુધી પાણી સાથ ખાવા.

જ. સોજા દરેક જાતના મટે—સુરોખાર ૫ પૈસાભાર, સોનાગેરૂ ૫ પૈસાભાર એને મેળવી ૫ પડીકાં બનાવે. ૧ પડીકું કોરાં કાદવના વાસણમાં મુકે. અંદર ૧॥ સેર પાણી નાખી આખી રાત ઠારમાં મુકે, સવારે નીતરૂં પાણી લીએ અને તે આખા દીવસમાં ૫–૭ વાર પીયે. આ મુજબ ૫ દીન પીયે. ખોરાકમાં ફકત ચણાના આટાની રોટી, ઘીમાં બનાવી ખાય, બીજું કાંઇ ખાય નહી.

## સુવરની ચરબી.

ક. ઢીલી નસોને જોર આવે, વીર્ય સુધરે—સુવરની ચરબી અને મધ સંભાગે મેળવીને ચામડા ઉપર મસળવાથી શરીરની નસોને મજબુતી આવે, નસ ફુળે અને લોહીનું ફરવું વધારે જોરથી થાય.

---

## સુવા.

ખ પેસાબનો આરજો ઘણો હોય તો સુવા સેર ૧ા, મધ સેર ૦ાા, ખાંડ સેર ૦ાા એના લાડવા કરી ખાવા.

ગ. અંતરગળ માટે—સુવા બાફી વાટીને ગોળી ઉપર લેપ મુકવો, ગોળી નરમ પડે તો દાબીને ચઢાવવી. પછી ફરી લેપ કરી કચ્છો બાંધવો, ૩ દિન સુવાડી રાખવું.

ઘ. અંતરગર, ઉંધી ગાંઠ, ઉંધુ ગુમડું—સુવાને છુંદી પાણીમાં બાફી તેની ગરમ પોટીસ ગાંઠ ઉપર જોરથી બાંધે, ૨-૪ દીનમાં ગાંઠ પાકી પરૂ બહાર નીકળે.

---

## સેહરડી=સહદેવી.

ચ તાવ—સેદરડીનો ખરો ગુણ એ છે જે તે સુઘવાથી તાવ ઉતરે છે.

છ માથુ દુખવું—સેદરડીના પાંતરાં માથે બાંધવાથી દુખાવો માથાનો નરમ પડે છે.

---

## સેનીટેરીઅમ. (દવા વગર દુખ દફે કરવાનું ઘર.)

જ ડ્રગીસ્ટ સરકયુલર ભલામણ કરે છે જે, જેઓ શરીરે હાલ હવાલ થઈ ગયા હોય, અને ધંધાના કામથી પીલાઇ ગયા હોય, ધંધાની હેજગારીથી નબળા પડયા હોય, ચોક્કસ રોગ ન હોવા છતાં, અશકત થઇ ગયા હોય, તેઓને આસાએસ લેવાથી ફાયદો થાય છે. ૧૫ દીવસ સુધી ખાટલાપર પડી રહેવું. ઘરમાંથી બહાર નીકળવું નહીં, કાગળો લખવાં અથવા વાંચવાં નહીં, જંજાળી

કામ કાંઇ કરવું નહીં, મન વેરાએ અને જીવ ખુશ થાય એવું વાંચન થોડા કલાક રાખવું. ખાવામાં દુધનો અને બીજો સાદો સુતરો, અને સેહેલાઇથી જરપત થાય તે ખોરાક લેવો, દારૂ, પીવો નહિ.

દવા વીના દરદી સારાં થાય છે, અમેરીકામાં બેડલક્રીક સેનેટેરીઅમમાં દવા વના સારાં કરે છે. દેસી વૈદું કહી ચુકયું છે, ને અંગ્રેજી વૈદુ કહે છે જે દવા વના સારૂં થવાની રીત નીચે મુજબ છેઃ—ઘરના અંધારા કેદખાનામાંથી છુટા થાઓ, ગીચ વસ્તીવાળુ, અને ઝેરી હવાઓથી ઘેરાએલું શહેર છોડી જાઓ. ગામડાની એકાંત, શાંત, નીર્દોષ જીંદગીનો આશરો લેવો. વ્યસનો તથા વધી ગયલા સ્વાદોના તોફાન છોડી દો. કલ્પીત અને માની લીધેલી જરૂરીઆતના તમો દાસ થઇ બેઠા છો તેમાંથી છુટા થાઓ. બહુજ સાદાઇથી, સાદા ખોરાક સાથે આશાએસમાં રહો તો દવાની જરૂર પડશે નહીં. મગજથી ગધેડાં વહીતરૂં કરનારાઓને અને નાતવાન બનેલાઓને આ નિયમો ગોખી રાખવા જેવા છે.

હીંદુઓએ જાતરા જવું, મહોમેદનોએ હજ કરવા જવું, અંગ્રેજ ઓફીસરોએ લાંબી રજા ઉપર પોતાને વતન જવું એમાં વઇદક નેમ અને ગુણ સમાયલા છે, જે નેમ અને ગુણ હાલમાં પસંદ થયલાં સેનેટેરીઅમોમાં સમાયલા છે. એકજ જાતના કામકાજમાં ચાલુ રોકાયલા, ગીચં હવામાં પડી રહેલા, ઘરની અને સંસારની જંજાળ માં ગુંચવાઇ રહેલા, નબલા પડેલા માણસોને તેઓને રહેવાની, ખાવાની અને વખત ગાળવાની પ્રકતીમાં ફેરફાર થવાથી, શરીરે ઘણો સુધારો થાય છે અને વગર દવાએ નજલાના દરદો દફે થાય છે.

---

## સોડાબાઇ કારબ.

ક. કમળા માટે—ાા તોલો દર ચાર કલાકે પાણી સાથે પાવો.
ખ. પીસાબ છોડવે—સોડાબાઇ કારબ પીવાથી પીસાબ છુટે છે.

ક. પથરી માટે—સોડાબાઈ કારબ ૮ માસા, રૂબાબે ૮ માસા, કોલમ તોલો ૧॥, પાણી ખખળતું ૧ શેર. ૨ આંઉસ દિનમાં ૨ વાર પીવું.

---

## સોડાવાટર.

ખ. સોડાવાટર ખાધેલું હજમ કરે છે, તરસ મટાડે છે. વાર્મીટ અટકાવે છે. છાતીપરના પીતને છુટું કરે છે. સોડાવાટર જાથુક પીવામાં લેવાથી કોઇ માણસોને નબલાઈ જણાય છે; ગુંટણુમાં સરદી લાવે છે, મરદાઇની તાકાત કમતી કરે છે. સોડાવાટરની અંદરની કારબોનીક એસીડ ગેસ નસોને નાતવાન અને થોડોવાર બેભાન કરે છે. કોઇને વામીટ ઘણું થયા કરતું હોય તે બંધ કરવા માટે અંગ્રેજી એક ઇલાજ નીચે મુજબ છેઃ—સોદાબાઇ કારબનું પાણી દરદીને પાવું. પછી તારતારીક એસીડનું પાણી પાવું. આ બે પાણી પેટમાં મળે છે ત્યારે સોડાવાટર પેટમાં બને છે. તેમાં એસીડ કારબોનીકગેસ પેદા થાય છે, એ ગેસ અંદરની ચામડીને સુની (બેભાન) થોડોવાર કરે છે, એટલે છાતીમાં ઉછાલો થવાની ક્રિયા બંધ પડે છે. અને વામીટ આવતું નથી. દેસી વઇદું કહે છે જે સોડાવાટર નબળાઇ કરે છે અને વગર જરૂરે પીવા ના પાડે છે. અંગ્રેજી વઇદું પણ કહે છે જે સરવે જાતના પીણાઓમાં ચોખ્ખું અને તાજું પાણી સઉથી ઉમદા છે અને તંદુરસ્તીને ફાયદો આપે છેઃ—હલકી કીંમતના સસતા સોડાવાટર એક ખરાબ પાણી કરતાં વધારે ખરાબ છે, અને અસ્વચ્છ પાણી કરતાં વધારે અસ્વચ્છ છે.

---

## સોનાગેરૂ.

ગ. ફુમળા માટે—સોના ગેરૂ, આમલા, હલદર સંભાગે મેળવી અંજન કરે તો ફુમળો મટે.

## સોનું.

૬. સોનાનાં વરખ ખાવાથી ક્ષય રોગને ફાયદો કરે છે અંગમાં શકિત લાવે છે. ચીતભ્રમ વાયુને દુર કરે છે. અંગ્રેજી વઇદું કહે છે જે, સોનું ખાવાથી તે ઓજરીમાં પીગળતું નથી, અને ઝાડા વાટે આખું નીકળી જાય છે, અને દવાની મોટી કીમત કરવા માટે તે વપરાય છે, તે ફકત એસીદનાઇતરો મીઉરેટીકમાંજ પીગળે છે; તે એસીદ પેટમાં નથી. દેશી વઇદુ માને છે જે સોનું શરીરમાં પીગળે છે, અને દવા તરીકે ગુણ બતાવે છે; તેના પુરાવામાં નીચલા અખતરા છેઃ—ક્ષયના રોગીને સોનાના વરકના ૩ પાના, ૨ તોલા માખણ અથવા ૨ તોલા ઘી સાથે ૧ મહીનો ખાવાથી કાંઇક ફાયદો દેખાય છે. તે એકલું માખણ અથવા ઘી ૬ માસ સુધી ખાવા છતાં તે ફાયદો દેખાતો નથી. સોનાનો કટકો ૦ાા સેર પાણીમાં રોજ ઉકાળી તે પાણી ૩ માસ સુધી પીવામાં લીએ તો શરીરે કાંઇક શકિત અને ચપળતા વધે છે. એકલાં ગરમ પાણી પીવાથી તે ગુણ જણાતો નથી. પાણીમાં ઉકાળેલું સોનું વજને ઓછું થાય છે. સોનાના ૨૫ પાનાને ૪ સેર પાણીમાં ઉકાળી ૦ાા સેર રાખવું, તે પીવાથી નીચે મુજબ ફાયદા થાય છે.

ધીલોડીના ઝેરના કારણે આવતી અડગરી, ઉળટી, આંચકી માટે ઉપર જણાવેલુ પાણી પીવાથી નરમ પડે છે પણ સાદાં ઉકાળેલાં પાણી થી તે ગુણ જણાતો નથી.

સુનાના વરખના ૩ પાના, ધોળાંમરી વાલ ૨, ઘી ૧ તોલો ૨૦ દીન ખાયતો ઉન્માંદ જેવી સ્થીતીવાળો માણસ માન્સીક સ્થીતીમાં આવશે. અને ભ્રમીચીત જેવો માણસ સારો થશે. ઇયાને મગજની નબળાઈ દુર થશે. તે એકલાં ઘી અને મરીથી થશે નહિ. હીરો સોના કરતાં વધારે કીમતી છે, છતાં કેહેવત ચાલે છે જે "સોનું ઘસીને પાએ તોએ એ દરદ સારૂં ન થાય". આ ઉપરથી અનુમાન થાય છે જે સોનું દવા તરીકે વપરાય છે; એવું લોકો માનતા આવ્યા છે.

ડીસીઉ—ઘણા ઓછા ખરચમાં અને ઓછી મેહેનતે સોનું બનાવવું

તેને કીમીઉં કહે છે; એની ઉત્પતિ માટે કાંઇ સમજાતું નથી. સંસાર ત્યાગ કરી બેઠેલા, બ્રહ્મચારી, અને ઇશ્વરને મળેલામાંના કોઇક કીમીઉં બનાવી શકયા હોય પણ ઘણા લોભીઓ ઓછી મેહેનતે પઇસાદાર થવાની આશામાં કીમીઆની સોધમાં ખરાબ થઇ ચાલ્યા ગયા છે, કેટલાકો ખરાબ થતા જાય છે, ઠગાઇ કરનારા ઘણા જણાયા છે. ઘણા હોશિયાર માણસો પણ લુચ્ચાઓની જબાંદરાજીથી અને હાથ ચાલાકીથી અંજાઇ ખુવાર થયેલા છે. કીમીઉં કરવાની ઠગાઇ ઘણી જાતની છે; તેમાંની એક પણ આ જગાએ લખવાનું વાજબી જણાતું નથી, છતાં ટુંકામાં આટલું જણાવવાની જરૂર છે જે કોઇ કીમીઆગર કીમીઆ બનાવવાના દરેક વસાણા, વાસણ વગેરે તમારે હાથે એકઠાં કરાવે અને તમારે હાથેજ બધી ક્રિયા કરાવી તમને સોનું બનાવી ખાતરી કરે તોએ તમારે જાણવું જે એ કીરીઆમાં ઠગાઇ છે. માટે કીમીઉં જેવું કાંઇ છે નહિ. કીમીઉં કરવું એટલે ચોકસ જાતની, અને ન સમજ પડે તેવી ઠગાઇ કરવી; એનું નામ કીમીઉં છે. જેમાં લોભીનો મરો થાય છે અને ઠગારાઓને ઘી કેળાં મળે છે

૪. કીમીઆંની જડી બુટટી—કીમીઆની સોધમાં ઘણા લોભીઓએ આખી જીંદગી સુધી કોશેશ ફોકટ કરીછે. હજી કેટલાક આ કામ પર પઇસા અને વખત નકામો ગુમાવે છે, કીમીઆની જડી બુટટીમાં ઠગાઇ નીચે મુજબ છેઃ— (૧) પક્ષીનાં આંતરડાંમાં સુનાની ભુકી ભરીને તેને સુકવે છે, કીમીઉ બનાવવા આ બુટટી વાપડે છે. ઇંગાર ઉપર મુકેલી બધી ચીજો બળીને ખાક થાય છે અને પેલાં સંતાડેલાં સોનાનો ગઠઠો બંધાય છે, તે જોઇ લોભી લોભમાં વધુ પડે છે. (૨) લખવાના અથવા એવાં પોકળ બરૂમાં સોનાના તાર ખોસે છે, પછી ઇંગારપર મુકેલા બીજા મસાળાને તે બરૂથી હલાવે છે, અંદરનો મસાળો તેમજ બરૂ બળીને ખાક થાય છે, અને પેલો સુનાનો તાર ગળીને ગઠઠો બંધાય છે, લોભી ખુશ થઇ જાય છે. (૩) છાણના છાણા થાપવામાં સુનાનો કટકો મુકે છે. કીમીઆ

નો મસાળો મુકી તે છાણા ઉપર મુકી સળગાવે છે બધી ચીજ બળીને ખાક થાય છે, ને સંતાડેલાં સોનાનો ગઠો બંધાય છે. લોભી છેતરાય છે (૪) લંગોટીઆઓ હુક્કામા તથા ચલમમાં પૈસો મુકી તેમાંથી પૈસાને બદલે સોનાનો ગઠ્ઠો કરી બતાવે છે. ધ્યાનથી વીચાર કરશો તો જણાશે જે હુક્કામાં, તેમજ ચલમમાં ઇંગાર એટલો થોડો હોય છે જે તાંબાના પૈસાને પીગળાવવાની શકતી તો નથીજ પણ તે લાલચોળ બનાવવાનીબી ગરમી નથી તો પછી તાંબુ તવાઇને સોનું થવાની કીરીઆ શી રીતે બને એમા હાથ ચાલાકી સમજવી. (૫) એક ઠગાઇ ઘણીજ અચરત ભરેલી નીચે મુજબ છેઃ—એક લોભી રૂપીઆની મોટી રકમ આપી કીમીઉ શીખવા તયયાર થાય છે. સરતો તેને પસંદ પડે તેવી નીચે મુજબ કરે છે, કીમીઉ લોભી પોતાને હાથે બનાવ્યા પછી પેલી રકમ આપે. તેનું અંધારણ કાંઇ નહી, કીમીઉ સીખી રહયા પછી ન આપે તો તેની અડચણ પણ નથી. કીમીઉ બનાવવા ની જગા લોભી પોતે પસંદ કરે દરેક વસાણા, વાસણ, કોલસો, લોભી પોતાને હાથે પોતાને માફક આવે તે ગામથી ખરીદી લાવે, કીમીઆની જડી બુટટી જંગલમાં જઇ પોતાને હાથે કાપી લાવે, ટુંકામાં દરેક ચીજ લોભી પોતે પોતાની મરજી મુજબ પોતાને ફાવે ત્યાંથી લાવે, અને બધી કીયા પોતાના હાથથીજ કરે કીમીઆ ગર તો દુર બેઠો બેઠો બતાવ્યાજ કરે. હલકુ સોનું બનાવવું હોય તો તે બને, ચીંપુ બનાવવું હોય તો તે તેની મરજી અને હુકમ મુજબ બનાવી શકાય. બીજી કોઇબી સંકા હોય તો કીમીઆગર દુર કરી શકે; આવા પ્રયોગથી સોનાનો લાઠો લોભીના હાથમાં આવે. પણ તેમાંબી ઠગાઇ છે, ઠગાઇ નજ પકડાય એવી છે; તેમ તે બહાર પાડવા જેવીબી નથી; કારણ કે દુનીઆના ધુતારા પેટ ભરી જમે અને લોભીઓ ખાખાવરખા થઇ પડે. આવી રીતે લોભીઓ ઠગાય છે. ઠગાઇ એવી બારીક છે કે ઘણા હોંશીયાર માણસથી પણ તે પારખી શકાય નહીં. માટે

ડીમીઉ બનાવવાંના લોભીઓએ એ કામ ઉપરથી હાથ ઉઠાવવો

---

## સોપારી આરધી=બેફાડવાળી.

ક. આધાસીસી માટે ઘસીને માથે લગાડે છે—તેથી માથુ દુખવું મટી જાય છે.

---

## સોમળ.

ખ. મસા માટે—સોમલખાર વાલ ૩, સુરોખાર વાલ ૪, સંનચોરા, સાજીખાર અંહરજત્ર દરેક બે વાલ એનો ભુકો લીંબુની ફાડમાં ભરવો તેનો રસ મસાને લગાડવો, લીંબુ મસા ઉપર દિન ૩ અથવા ૭ સુધી બાંધવું. મસો નહીં ખરે, અને ફાયદો નહી જણાય તો ખુસબોવાળા ચાવલનું ધોવાણ અને ખાંડ તે ઉપર બાંધે.

ગ. વસુરી માટે—સોમળ બે વાલ કળી ચુનો ૪ વાલ ખાપરીઉં ૪ વાલ લીંબુના રસમાં મેળવી વસુરીને લગાડી ઉપર લુગડું ૭ દિન રાખવું. જયારે વસુરી ભાગે ત્યારે મલમ રૂઝનો મુકવો.

ઘ. ખરફસું—કોઇબી દવાથી ન સારૂં થઇ શકે, તો અંગ્રેજી સોમલનો અર્ક (લાઇકર આરસેનીકેલીસ) ૨ થી ૪ ટીપાં ૨ તોલા પાણી સાથે ખાધા પછી દિનમાં ૨ વાર પીવું. દિન પંદર પીએ અને ૪ દિન વચમાં ખાંચો રાખી બીજા ૧૫ દિન પીવું. જાથુક પીવાથી દવા નુકસાન કરી શકે છે.

ચ. સોમલનું ઝેર ઉતારવા માટે—વામીટની પેહેલી જરૂર છે. ૨૫ થી ૪૦ ગ્રેઇન સુધી ઇપેકેકયુના પાણી સાથે આપી દેવું. વામીટ કર્યા પછી પાન સાથે ખાવાનો કાથો ૦ા તોલો, માખણ સાથે મેલવી, દર ૦ાા કલાકે આપવું. પેટનો ચુઠાળો નરમ પડશે. ચુઠાળો ઘણો થાય તો દર ૦ા કલાકે આપવું. ખાવામાં દુધ, તેમાં પણ, ચપટી ભરી કાથો નાંખી પાયા કરવું.

ક. અર્શ—હરસનો ઇલાજ, હરસ સફરામાંથી બહાર આવે ત્યારે સોમલને સરગવાના મુગના રસમાં ઘસી લગાડે તો તરત ખરી પડે, પણ દવા ઝેરી છે, સમજદાર વઇદે વાપરવી. કોઇ વઇદ ચોલાઇની ભાજીના રસમાં સોમલને ખરળ કરે, રસ ઘણો વાપડે અને હરસને લગાડે છે. હરસ ખેરવવાનું કામ સોમલનું છે પણ તેની અગન ઓછી કરવા માટે બીજી વસતું મેળવવી પડે છે આ ઇલાજ જોખમ ભરેલો છે. અનુભવીથીજ થઇ શકે.

## સોહાગો.

ખ. ત્રાળો—નાળીએરની આંખ કાઢી તેમાં તેલીઓ સોહાગો તોલો ૧। નાખી હલાવીને આખી રાત ઠારમાં રાખી દરદીએ અંદરનું પાણી પીવું. આખો દીવસ ખાવું નહીં, ભાવે તો પેલું નાળીએર ખાવું. રાત પડે ને પછી ભાવે તે ખાવુ.

## સંગ (પથ્થર)

સંગે હજરતે હાઉ=મસાના=યાહુદ, એ ઉંટની આંખ ઉપર ફળ જેવું થાય છે.

સંગેમાહી=સીરમહી=ધાંગરી માછલીના ડાકાંમાં થાય છે.

ગ. સંગે પાઉજર—લીલા રંગનો છે. ઉબેદર માટે ઉપયોગી છે. એની પથ્થરી ગળામાં બાંધે છે તથા ઘસીને પીએ છે.

## સંગજીરૂં.

ધ. મરડો—સંગજીરૂં ાા તોલો સાકેર સાથ ફાકે યા દહીં સાથે ખાય. અથવા ધાણા, વરીઆળીને ભુંજીને સાકેર સાથે ખાય.

ચ. દીવાલ, કોબો ચકચકે—સંગજીરૂં પાણી સાથે મેળવી લગાડીને ઘસે છે.

છ. ઘાહ રૂઝવવા માટે—સંગજીરાનો ભુકો ઘાપર છાંટે અથવા ફટકીનો ભુકો તે ઉપર દાબે.

## સંગેમાહી (ઢાંગરી માછલીના માથાનો પથ્થર)

ક. જળંદર તથા કલેજાંના દરદ માટે, માછલીની પથરી ઘસીને પીવાડે છે.

---

## સંચોરો=ખારો.

ખ. વરસોળી—સંચોરો, સાજી ખાર અને ચુનો સંભાગે મેળવી, મલમ કરી, વરસોળી ઉપર ૪ દીન લગાડે તો વરસોળી કાપે.

ગ. જુ, નીખ માટે—સંચોરો પાણી સાથે મેળવી લગાડવું.

ઘ. હરસના મસા માટે—સંચોરો અને ચુનો એનો પાણીમાં મલમ કરી લગાડે તો મસો જાય.

ચ. મસા શરીરપરના ખરી પડે—સંચોરો અને કળીચુનો પાણી સાથ મેળવી લગાડે, સળીથી લગાડે.

છ. બહુરોળ, પેટમાં ગોળો, પેટનો આફરો સારો થાય—સનચોરો, સંચળ, જવખાર, ટણુકનખાર ફુલવેલો સરખે ભાગે લેવો, તેને કુંમારના રસ સાથ મેળવીને ચીનીબોર જેટલી ગોળી બનાવી ૧ અથવા ૨ ગોળી રોજ પાણી સાથ ગળવી, ખાવામાં ગોસ અને રોટી લેવી.

---

## સંધીવા.

જ. સંધીવા માટે નીચલા જાણીતા સસતા ઉપાય છેઃ—

સંધીવા માટે મીઠાનો જુલાબ લેવો.

કેરોમેલ ગ્રેન ૪, કોલોસીંઠપીલ ગ્રેન ૪, એક વખત માટે ગોળી ૧ બનાવી ગળવી; ઝાડો ન થાય તો દિનમાં ૨ અથવા ૩ ગળવી.

સંધીવા માટે—લીંબુનું સરબત પીવામાં ચાલુ રાખવું. પોતાસ કારબોનસ આંઉસ અરધો, પાણી આંઉસ ૧૦ મેળવીને સુજેલા ભાગ ઉપર એ લોસનના ચાલુ પોતાં મુકવાં.

કલોરોફોરમ ડ્રામ ૧, પાણી આંઉસ ૧૦ એ લોસનના ચાલુ પોતાં મુકવાં.

એકસ્ટ્રેકટ બેલેડોના આઉંસ ૦॥ પાણી આંઉસ ૧૨ એ લોસનના પોતાં ચાલુ મુકવાં.

સંધીવા માટે—ગરમ પાણીમાં કળીચુનો નાખી તે દરદવાળા ભાગને સેકવો.

તાવ વગરના સંધીવા માટે જેલપ કમપાઉંડની જરૂર છે.

ગમ ગુએકમ ગ્રેન ૧૨, લસણ ગ્રેન ૧૨, અવલસારો ગંધક ગ્રેન ૨૪, એની ત્રણ ગોળી કરી દીનમાં ૩ વાર ખાવી.

આવલ (તરવડ)નું વરીઆળું (વરાળીઉં)દીવસમાં ૩ વાર મુકવું, ૫ દિન મુકવું, હવા લાગવા દેવી નહી

રાતરે કેરોમેલ ૪ ગ્રેન અને સવારે દીવેલ આપવું.

ક. વા ગંઠીઓ—કાળાં મરી તોલો ૦। થી ૦॥, મધ તોલા ૧, મેળવીને રોજ ૧ વાર દિન ૪૦ સુધી ખાય.

ખ રસાંગ ખાધું હોય તેના ઉતારપર એ ઉપાય સારો છે.

---

## સંધેસરો.

ગ. રતાંધળો—સધેસરાના પાતરાં છુંદી તેની લેપડી આંખે બાંધે અને માથે મુકે. માણસના કાનનો મેળ મધ સાથે મેળવી દીન ૧૪ આંજે તો રતાંધળો સારો થાય છે.

ઘ. મસા—સંધેસરાના મુળને વાટી કળીચુના સાથ ઘીમાં મેળવી ચોપડે તો મસા ખરી પડે છે. દસતાન આંને જાય ત્યારે, સંધેસરાનું અને એરંડીઆનું મુળ ઘસીને મધ સાથે પીએ છે.

ચ. મુતરકછ માટે—સંધેસરાનું મુળીઉં સેર ૦।, પાણી સેર ૨ માં ઉકાળી ૦। સેર રહે ને ખાંડ ૦। થી ૦॥ તોલો સાથે પીવું.

છ. દસ્તાન—ઝાડની ડાળીઓ બાળી, તેના કોલસાની ભુકી ૧॥ તોલો દસ્તાન જતું હોય તે માટે ખવાડવી.

જ. વીચ્છુનો ડંખ ઉતરે—સનદેસરી બે જાતની થાય છે. સફેદ ફુલવાળી અને પીળાં ફુલવાળી. સફેદ ફુલવાળી સનદેસરી વધારે સકતી રાખે છે. સફેદ ફુલવાળી સનદેસરીમાં બે જાત છે, નાના ફુલવાળી અને મોટા ફુલવાળી, મોટા ફુલવાળીમાં ગુણ વધારે છે. આ ઝાડનું મુળ આતવારે ખપોરે ત્રણ કલાકે ઉત્તર દીસાથી કાઢવું

( આતવાર અને ઉત્તર દસા શા માટે તેના કારણ જણાતા નથી ) બપોરના ૩ વાગે આ ઝાડમાં રસ એક સરખો ફરે છે-તેથી આ વખતે કાપેલાં મુળીઆંમાં ગુણ વધતો રહે છે. આ મુળીઉ હાથમાં પકડવું, શરીરથી બે આંગળ ઉંચુ રાખીને દંખ ચઢી ચુકયો હોય તે જગાથી તે દંખની જગા સુધી ફેરવ્યા કરવું-આ મુજબ ના કલાકથી વધુ વખત ફેરવવાથી દંખ ઉતરશે. ચઢેલો દંખ આસતે આસતે દંખવાળી જગા આગળ નીચે ઉતરશે, ત્યાર પછી મુળીઉ દંખવાળી જગા ઉપર દાબવું. જો ઝેરની અગન નરમ ન પડે તો એ મુળીઉ પાણીમાં ઘસી દંખ ઉપર લગાડવું. મુળીઆને વાપડતી વખતે પાણીથી ધોવું. તેથી કામ જલદી થાય છે. જયારે દંખ ઉપર મુળીઉ દાબે ત્યારે ત્યાં અગન વધારે લાગે છે. મુળીઉ ફેરવતાં ચામડીથી ૨ આંગળ દુર રાખવાનું કારણ એ જે, જયારે મુળીઉ ચામડીને લાગે ત્યારે અગન વધે છે. દંખ ઉતરયા પછી દંખની ઉપર મુળીઉ મુકે ત્યારે અગન વધતી લાગે છે. તે જો ન ખમી શકાય તો મુળીઉ ઉચકી લેગો તો દંખ પાછો ચઢવા માંડશે, મુળીઉ દખપર દાબો તેના કરતાં મુળીઉ પાણીમાં ઘસીને દંખપર લગાડો તો અગન ઓછી જણાશે. મુળીઉ ૧ વરસ પછીનું જુનું ચાલે નહી.

ક હરસના મસા ઉપર લગાડે તો ખરી પડી—સંધેસરાનું મુળીઉ કળીચુનામાં ઉકાળીને પછી તે મુળીઆને ઘી સાથ ઘસીને મસા ઉપર લગાડે.

ખ રતાંધળાને માટે—સંધેસરાના પાંતરાંની લેપડી કરીને આંખે બાંધે અને માથે મુકે.

ગ. હરસના મસા ચીમરાએ—સંદેસરાની પાલીને પાણી સાથ છુંદી લેપડી કરી સફરા ઉપર મુકે તો મસા ચીમરાએ, અને અગન નરમ પડે.

ઘ. પરમો—સંધેસાની અને બાવળની પાળી પાણી સાથ છુંદી રસ કાહાડી પાસેર રસ સાકેર સાથ ૭ દીન પીવે પરમો સારો થાય.

## હકીક (અકીક) નો પથ્થર.

અકીકની ભસ્મ—અકીકના પથ્થરને ગરમ કરી પાણીમાં બોળવું. આ મુજબ ૪–૫ વાર કરવાથી બારીક ભુકો થઈ શકશે.

ક. દાંત હાલતા બંધ પડે—અકીકની ભસમ એકલી અથવા મોતી અને પરવાળાંની ભસમ સાથ મેળવી દાંતને લગાડે તો હીલતા દાંત મજબુત થાય; અને દાંત ઉપરની છારી નીકળી જાય.

ખ પથરી--અકીકની ભસમ ખાવાથી પીસાબની પથરી નીકળે છે.

---

## હજરતે યાકુડ.

ગ. પથરી માટે—હજરતે યાકુડ ૨ માસા જેટલો પાણીમાં ઘસીને રોજ પીવાડવાથી પથરી નીકળી જશે.

---

## હજરતે હાઉ=ઉંટના પેટમાંનો પથ્થર.

ઘ. વાગેલાં, દભડાએલાં, લોહી બાઝેલા—માટે હઝરતે હાઉ બે માસા જેટલો પાણીમાં ઘસી પીએ.

ચ. પીસાબ છુટે—ઉંટના પેટમાંથી નીકળતો પથર પાણીમાં ઘસીને પીરૂ ઉપર લેપ કરે

છ. પથરી પીગળે—હજરતે હાઉને ચોખાના ધુણમાં ઘસીને પીવાડે.

---

## હજારીઆ ગોટા.

જ. પરમો મટે, પીસાબ છુટે છે—આનું એક ફુલ, અને અરધો જાયફળ, મેળવીને તેની ફાકી પાણી સાથે લેવાથી, પરમો મટે છે, પીસાબ છુટે છે.

---

## હડતાલ.

ઝ. કાળા તલ, મસા—માટે હડતાળ અને ચુનાનાં ટપકાં કરે.

ક. હરતાલનું ઝેર ઉતરે—ભુરાં કોળાનો રસ શેર ૦।, સાકેર તોલા ૨, દીન ૨૩ પીએ.

ખ. હડતાલનું તેલ—અનારનાં ફુલ, પાતરાં, ફળ, જડ સરવે તોલો ૦॥ હડટાલ તોલા ૨॥, તેલ શેર ૦। માં ઉકાળે.

ગ. ખેંચાયલી નસ છુટે—હડતાલનું ઉપલું તેલ મસળવું.

ઘ. દરાજ, ખુજળી માટે—હડતાલ ૧ ભાગ, મીઠું તેલ ૨ ભાગ એને ઉકાળે, હડતાળનો ભુકો થોડોથોડો તેલમાં નાંખતા જવું અને લાકડી વતી હલાવતા જવું. આંચ નરમ રાખવી. તેલ સળગી ઉઠે તો ઢાંક વું. પાછું ઉંઘાડવું, સળગે તો પાછું ઢાંકવું, આ મુજબ ૫ વાર ઉઘાડ ઢાંક કરવું.

ચ. કાળો કોઢ—હડતાલ અને સુરોખાર સંભાગે લઇ તે કોઢ ઉપર ચોપડી તડકે બેસવું અને થોડી વારે ગરમ પાણીથી નાહવું. ૩ દીનમાં સાફ થાય છે.

છ. સફેદ કોહોડ—હડતાલ ૪ માસા, બાવચી ૧૬ માસાને ગઉમુત્રમાં પીસી, લેપ કરે.

જ. બાલ નીકળી જાય—હડતાલ અને ચુનો સંભાગે લઇ સરકામાં મેળવી લગાડે તો બાળ નીકળી પડે. પછી કોસમબીનું તેલ તે ઉપર ચોપડે તો બાલ આવે નહી.

---

## હડસાંકળ. (Venilla Indians)

ક. સંધીવા માટે--એનું તેલ જાણીતું છે. પીવામાં તથા મસળવામાં આવે છે. શકિત લાવવા માટે એ ચમતકારી છે. (Tonic) છે, નસોને મજબુત કરે છે.

---

## હરડે=પથીઆ.

ટ. હરડે હીતકારી છે. ખાધા પછી તથા પહેલાં ખવાય છે. આંખના દરદો, અજીરણુ અને પાચન, વૃદ્ધાવસ્થાની નબળાઇ, માટે ખવાય છે.

ક. હરસ મસાનો મુળ વ્યાધી મટે—હીમજી હરડે ને જુનો ગોળ ખાય.

ખ. વધરાવળ, જીવન લંબાવવા, સોજાના વ્યાધી, સંકોચન તથા લોહીવીકાર માટે હરડે ઉપયોગી છે. ને વૃધ્ધાવસ્થા આવતી હરડે અટકાવે છે.

ગ. હરડે, બેહેરાં, આમળા, (ત્રીફળ) રસાયન છે અને બડપણને અટકાવે છે.

ઘ. જુલાબ આવે, આમ, વા નીકળે—ઘીમાં તળેલી હરડે અને સુના મુખી સંભાગે ૦ થી ૦ાા તોલો મધમાં ચાટે.

ચ. આગરૂ—બચ્ચાંને મોઢે આગરૂ થાય તો હરડે અને બદામનો ઘસારો પાવો.

છ. કમળો—હરડે ૪ ભાગ, દરાખ કાળી ૧ ભાગ, મેળવી ૦ાા તોલો ખાય.

જ. ટાંકી ફુટે, મોટા ફોલ્લા થાય—તો હીમજી હરડે તોલા ૮. રસકપુર તોલા ૪, અનારના ફુળ સુકા તોલો ૧, બોદાસીંગ તોલો ૧, જાયફળ તોલો ૧, એલચી દાણું તોલો ૧, લવંગ તો૦ ૧, મરી તો૦ ૧, બારીક કરી ૧૦૦ લીંબુના રસમાં ખરલ કરી, ફાળસા જેવી ગોળી કરે. અકેક ગોળી સવાર સાંજ, ખાય. ખાધાની પહરેજી રાખે તો ફાયદો થાય છે.

ઝ. ટાંકી તથા નારૂ—હીમજી હરડે તો૦ ૨, મોરથુથું ફુલવેલું તો૦ ૧, સાકેર તો૦ ૧, ૧૦૦ લીંબુના રસમાં ખરલ કરી, ચીનીબોર જેવી ગોળી વાળી ૧ ગોળી ટાઢાં પાણી સાથે ગળવી, ઉપરથી ભુંજેલા ચણા ખાયં ચણા ન ખાય તો ઉલટી આવે છે.

ટ. ગળું બેઠેલું—હરડે ૫ વાલ, નીમક ૦ તોલો એ બન્ને મધ સાથે ખાય તો ગળું ખુલે.

ઠ. આંખનુ અંજન—ઝીણી હરડે, અને સાકર, પાણી સાથે, અથવા મધ સાથે ઘસી આંખમાં આંજે તો કોઇપણ દરદ આંખનું સારૂ થાય છે.

ડ. મરડા માટે—હરડે તો૦ ૪ાા, વરીઆળી ૪ાા, ઇસબગુલ ૬ાા, ઘીમાં સેકી ને ભુકો કરી, તેમાંથી એક તોલાની ફાકી મારી પાણી પીવું.

ઢ. હીમજી હરડે નાની કાચી—જુલાબ લાવે છે.

ક. હીમજી હરડે મોટી સાઇઝની, પાકેલી—જુલાબ બંધ કરે છે.

ખ. બરોળ તથા કલેજાના દરદ માટે—હરડે ૬, જવખાર ૫, પીપળ ૪ ભાગ એની ફાકી બનાવી, ૦ાા તોલો રોજ બેવાર ખાધા પછી ખાવી.

ગ. હરસ—ઝીણી હરડેનું સેવન કરવું એથી ઘણો ફાયદો છે.

ઘ. આંખને તેજ આવે—હરડે બેઆની ભાર, સાકેર સાથે રોજ રાત્રે ખાવી. એથી આંખને ઘણા ફાયદા છે, આંખ નબળી પડતી જણાય તો આ ઉપાય પેહેલાં કરવો.

ચ. મોતીઓ આંખમાં પાકે નહીં—આંખમાં મોતીઆની શરૂઆત થતાંજ લેવું. બે તોલા સુધીની એક મોટી હરડેમાંથી ૦। તોલો લઇ તે મોઢામાં રાખી રાત્રે સુવું અને તેનો રસ ગળવો. આ મુજબ એક માસ સુધી કરે તો મોતીઓ અટકે છે

છ. ટાઢીઓ તાવ મટે—હરડેનુ ચુરણ મધમાં આપવું અથવા ૦। તોલો જીરૂં અને ૦ાા તોલો ગોળ ખવાડવો.

જ. આંખમાં અગન બળતી હોય તે માટે—હરડેના ૧૨ દાના પાણીથી ધોઇને પછી તેને ૦। સેર પાણીમાં ૧ રાત ભીંજવી રાખવા; તેને હાથવતી ચોળીને કપડાંથી ગાળવું. તે પાણીમાં જુનુ કપડું બોળીને આંખોના પોપચા ઉપર મુકવું, ગરમી ચુસી લેશે.

ઝ. છાતી ઉપર પીટ ચઢે—હરડે, જીરૂં સફેદ, પીપળીમુળ એ સરવને સંભાગે મેળવીને ૦ાા તોલો ફાકવું.

હરડે ગરમ છે, આમળા સીતવીર્ય છે.

ટ. હરડેના ગુણો—દીપન, અને પાચન કરે, પુષ્ટી આપે, શરીરને ટકાવી રાખે. જ્ઞાન ઇંદ્રીઓને બળવાન કરે છે, ગોળાના દરદ (ગુલ્મ) ને હરે છે.

શરીરનુ સુજાવું—હરડે ક્ષય રોગ મટાડે છે. હર્ષના વીકારો મટાડે છે. સંગ્રહણીનો શતરૂ છે, બહુજ ફાયદો આપે છે. તરીઓ અને ચોઠીઓ તાવ જુનો કાહાડે છે.

[illegible]ધાનો રોગ, અતિસાર, ગુરદાનો વરમ, આફરો, બરોલ,

(પ્લીહ) કુકડીઆ ખાંસીને હરડે ફાયદો કરે છે.

ક. આંખમાં નાસુર હોય તેનો ઇલાજ—હલદર, ચીતરો, કાઠો, નાગરમોથ, લીમડાના પાન,નીમકસંગ,હરડેદળ, પીપળીમુળ, વાયવરંગ, સુંઠ,વજ દરેક અકેક તોલો લેવો. તેને સુરમા જેવું બારીક કરી ગોળી બનાવી તે ગોળી પાણીમાં ઘસીને લગાડવી.

ખ. આંખનુ ફુળું હોય તો સ્ત્રીના દુધમાં એ ગોળી ઘસી આંખે લગાડે.

ગ. પાપણુ ખરતાં હોય તો ગાયના પીત્તામાં એ ગોળી ઘસીને આંખે લગાડે.

ઘ. આંખની કીકી સફેદ થતી હોય તો એ ગોળી મધમાં ઘસીને અંજન કરે.

---

## હરડા—બેડાં—આમળા=ત્રીફળ.

ચ. કમળા માટે—હરડે, આમળાં, સુંઠ, કરીઆતું, કડું, ધાણા સંભાગે લઇ કાહાવો કરી પીવો.

છ. અજીરણ માટે—ત્રીફળ, પીપર, મરી, સુંઠ, સંચર સંભાગે ચુરણ કરી હથેલી ભરીને, વાસી પાણી અને મધ સાથે ખાય તો, ભુખ લાગે, વાઇ જાય અને પીત જાય.

જ. પીત માટે—ત્રીફળની ચાહ રાતરે બનાવે અને ખાંડ સાથે સવારે પીએ તો પીત મટે અને જુલાબ આવે.

ઝ. પીસાબ છોડવવા માટે—ત્રીફળનો ઉકાળો પીએ.

ટ. તાવ માટે—સંતતજવર ૨૪ કલાકમાં બેવાર આવે અને ઉતરે. તે માટે લીમડાની અંતરછાલ, પટોળપત્ર, ત્રીફળ, એનું ચુરણ ા તોલો દીનમાં ૩ વાર ખાય. અથવા ઉકાળો કરી પીએ.

ઠ. દાઝેલા માટે—ત્રીફળ પાણીમાં ઘસીને દાઝેલાપર લગાડે તો શરીર બળીને ધોળું થયું હોય તોપણ અસલ રંગ પકડે છે.

ડ. ચોથીઓ તાવ જાય—ત્રીફળ દુધ સાથે પીવાથી ચોથીઓ તાવ જાય છે.

ઢ. ઉંઘ—એના ઠળીઆઓમાં ઉંઘ લાવવાનો ગુણ છે.

ણ. કમળાનો ઇલાજ—હરડાં, કાળી દરાખ દરેક ા તોલો રોજ ખવાડે

તો મોંઢાંપરનો પીલાટ જાય, અને રતાસ આવે, દીન ૭ અથવા ૧૪ ખાય. અથવા ઉકાળો કરી પીએ.

રૂ. રકતપીટીઆ દરદીને હરડાં, બેરા, અને અમળાનું ચુરણ ૦ા તોલો અથવા વધારે દરરોજ બેવાર ૬ માસ સુધી ખવાડવું. ખોરાકમાં મગની દાળ અને રોટી તથા બીજો હલકો ખોરાક ખવાડવો.

---

## હરણ.

અ. કુતરાંનુ ઝેહેર—હરણના આંટાવાળા સીંગડાની અંદરના ભાગમાં સફેદ ભુકો રહે છે તે હડખું લાગેલા દરદીને ખવાડવાથી ઝેર ઉતરે છે, એ ભુકો ખાવાથી ઝાહાડા ઉલટી થાય છે અને પેટમાંથી કીડા જેવા જાનવર નીકળે છે.

---

## હરીઠા (અરીઠા.)

ગ. માંથાનો દુખાવો—અરીઠાની છાલ અથવા આંબાની અંતર છાલ પાણીમાં ઘસી નાસ લેવો.

ચ. આંખના ફુલાં માટે—અરીઠાનું પાણી (અરીઠાને પાણી સાથે દોહવીને) આંખે આંજે.

અ. આધાશીશી, બેસુદ્ધી માટે—અરીઠાના પાણીનું ટીંપુ નાકમાં મુકે તો ફાયદો થાય છે.

૭. ઝેર ખાધેલાં માટે—દરેક જાતનું ઝેર જે ખાવામાં આવ્યું હોય તે માટે અરીઠાનું પાણી પીવાડી ઉલટી કરે તો ઝેર નીકળી જાય છે.

જ. આધાસીસી, હીસતરીઆ માટે—અરીઠાની છાલ, પાણીમાં ઘસીને તે સુંઘવું.

* માથું દુખે તો—અરીઠાનું ફીણ માથે લગાડે છે.

૮. ફુલુ આંખનુ—છાલ પાણીમાં ઘસીને આંખે આંજે છે.

ક. માથાની જુ--અરીઠાના ફીણથી મરે છે.
અરીઠામાં મેલ કાપવાનો ગુણ, સાબુ કરતાં પાંચ ગણો વધારે છે.

ખ. પીસાબ છોડવે--અરીઠાના પાણી સાથે ઉદરની લીડીની લેપડી કરી પેઢુ ઉપર મુકવી.

ગ. વાળો પગે હોય--અરીઠા, મરી, ગોળ સંભાગે ગોળી કરી ત્રણ દીવસ ખાવી.

ઘ. વીચ્છુના દંખ માટે--હરીઠાની મીચ પથર ઉપર ઘસી ગરમ ગરમ દંખ ઉપર દાબે તો, દંખ નરમ પડે.

ચ. મસા સફરાના માટે--અરીઠાના ઠળીઆના મગજને તલના તેલમાં ઉકાળી મલમ બનાવી લગાડે.

---

## હળદર.

૭. હાથી પગ માટે--સાપના મોંઢામાં હળદરનો ગાંઠીઓ દાબીને મુકવો. તે સાપને એક હાંલ્લીમાં મુકી કપડછંદ કરવું. જમીનમાં ૧ ખાડો ખોદવો તેમાં હાંલ્લી મુકવી. હાંલ્લીની આસપાસ ફાફડીઓ, કાંટાવાળો થુંવર અથવા બાવળ યા બોરડીનાં કાંટા મુકવા. ( કુતરાં, કોહલાં સાપને ખાઇ ન જાય માટે ) ખાડો પુરી નાખી માસ ૧ પછી પેલો ગાંઠીઓ કાહાડી પાણી સાથે ઘસી હાથો પગને લગાડે.

જ. કરોળીઆ માટે--હળદર સમુદરફળ સાથે ઘસી લગાડે.

ઝ. અંતરગળ, ગોળાનું ઓષડ--હળદર, કુકુમળી, સાજી, ફુટકી સંભાગે લઈ કંટારા થુવરના દુધમાં ગોળી બનાવી રાખવી તેમાંથી ০ા તોલા વજને ગોળીઓ પાણી સાથ મેળવી ૩–૪ દિન ખાય. ઉપરથી વાસી પાણી પીયે: અથવા હળદર અને સાજીની ફાકી રોજ ફાકે, ઉપરથી ઠંડુ પાણી પીયે.

ટ. પીસાબ છુટે--હળદર કાચી તોલો ૧ ફાકે તો પીસાબ છુટે.

ક. છાતી ઉપસેલી હોય છોકરાંની તો હળદર, હરદા, વેખણ, અજમો, છોકરાંની માના દુધમાં વાટી પીવાડે.

ખ ગોળમ વાયુ (ખેન)—હળદર સેર ૧, ચુનો સેર ૧, સાથે મેળવી હાંલ્લી માં ઘાલીને ૨૧ દીન જમીનમાં દાટે. તેમાંથી ૦ાા તોલો દીન ઉગતે ખાય. નાનાં બચ્ચાંને ૦। તોલો આપે, તો ૧૮ જાતના ખેન જાય છે.

ગ. દરાઝ માટે—હળદર બાળી, ચુના અને પાન સાથે મેળવી પાણીમાં ઘસી લગાડે.

ઘ. નાસુર (વ્રણ) ઉપર હળદર બારીક ભભરાવવી.

ચ. બદ માટે—હળદરને દીવેલમાં તરવી, સરકામાં ઉકાળવી અને લેપ કરી મુકવી.

છ. કરોળીઓ છીપ માટે—હળદર, કાળા તલ સાથે મેળવી ભેંસના દુધમાં વાટી મસળવું.

જ. દરદનું મોં બંધ થઇ ગયું હોય તો ખુલે—હળદરને બાળી દીવેલમાં ચોપડે.

ઝ. માંકડીના કુલ્લા માટે—હળદર અને દીવેલનો ખોળ, પાણીમાં વાટી લગાડવું.

હલદરના ગાંઠીઆને, પંદર મીનીટ ઠંડાં પાણીમાં ભીંજવી, ઉપરની છાલ કાઢી, સુકવી, ભુકો કરવામાં આવે છે.

કંકુની બનાવટ—હલદરની ભુકી, પાપડખાર, ટંકણખાર, લીંબુનો રસ એની મેલવણીથી કંકુ બને છે.

ટ. ચામડીના દરદ માટે—હળદરને તેલમાં ઉકાળીને મસળે છે.

ઠ. હાડકું મોચકાય ત્યારે—ચુનો અને હળદર પાણી સાથે મેળવી લગાડે છે.

ડ. સળેકમ માટે—દુધમાં હળદર અને ખાંડ, ઉકાળીને પાવું.

ઢ. પડી ગયલા, ડભડાયલા, માણસને તરત ખાંડ અને હલદર ખાવા આપવી.

ણ. જળો મુકવા પછી લોહી વહે તો, હલદરની લેપડી મુકવી.

ત. નાકના દરદ માટે હલદરનો ધુમાડો લેવો.

થ. કીડ—હલદર અને કાંદાનો રસ મસલવો.

ક. વીંછુનો ડંખ—લીલી હલદરના રસમાં ખપે એટલું મીઠું પીગળાવી રાખી તેના પાંચ ટીપાં આંખમાં નાંખવાં. અને તે મેળવણી પગના તલીઆમાં ચોપડવાથી ડંખ ઉતરે છે. લીલી હલદર ન હોય તો સુકીનો ભુકો પાણીમાં ભીંજવીને ગાળી લેવી.

ખ. હાથી પગ—હલદરના ગાંઠીઆને, મુએલા સાપના મોંઢામાં મુકી, તે સાપ કાદવના વાસણમાં મુકી જમીનમાં દાટવું. એક માસા રેહેવા દેવું, ગાંઠીઆને પાણીમાં ઘસીને સોજાપર લગાડવું.

ગ. ગોળો પેટનો, કોલમ વાયુ—સાજી (સોડા બાઇ કારબ) હલદર દરેક ાા અથવા ૧ તોલો મેળવી દીવસ સાત સુધી ખાવું, ઉપરથી પાણી પીવું.

હલદર જયારે, એસીડ સળફ્યુરીક, અને એસીડ બોરીકની સાથે, મલે ત્યારે પીળો રંગ થાય છે.

હલદર સોડા તથા પોટાસખાર સાથે મલવાથી રંગ લાલ થાય છે.

ઘ. કફ, પીત રકતદોષ, કોઢ, પરમો, ચામડીના દરદ, સોજો, પાંડુરોગ, કૃમી, પીનસ એ માટે હલદર ઉપયોગી છે.

ચ. ઉધરસ માટે—હલદરને સેકી, રાત્રે સુતી વેળા, મોંઢામાં રાખીને, રસ ગળવો

છ. સળેખમ અને પીનસ માટે હલદરનો ધુમાડો લેવો.

જ. સસણી—ગૌમુત્રને, કપડાથી ત્રણવાર ગાળી, હલદર મેળવી બચ્ચાંને ૧ ચમચી પાવું.

ઝ. મસણી—ગેરૂં ચંદન, તથા હલધર, નાગરવેલના પાનમાં આપવું.

ટ. સ્તન રોગ—સ્ત્રીની છાતી પાકી સોજો આવે ત્યારે હળધર અને લોધરનો લેપ મારવો, અથવા હળધર અને કુંવારના રસનો લેપ મારવો.

ઠ. હાથીપગ—હલધર અને ગોળ, ગઉમુત્ર સાથે પીવું.

ડ. આંખની ઝાંખ, ફુલ્લુ, રતાસ—તુવેરની દાળમાં, હલધરનો ગાંઠીઓ બાફી, છાયડામાં સુકવી, પાણીમાં ઘસી આંખે આંજવું.

ઢ. આંખની ગરમી માટે—બકરીના માખણમાં, હળદર ઘસીને, નાક પાસેના આંખના ખુણામાં મુકવી એથી ગરમી મટી જાય છે.

ક. મુર્છા માટે—૦। થી ૦ા. તોલો હળદર અને સાકર પાણીમાં પીવું.

ખ. પથરી માટે—૦। થી ૦ાા તોલો હલદર ગોળ સાથે ખાવી. ઉપરથી જવનો અથવા ઘઉંનો ઉકાળો પીવો.

ગ. વાળા માટે—પુરૂષની પીસાબમાં હલધર વાટી લેપ મુકવો

ઘ. વીંછુ ડંખ—હલધરની ધુંઈ તે જગા ઉપર મુકવી અને ચલમમાં હલધર મુકી ધુંઇ લેવી.

ચ. તાવ ખરાબ પાણીનો—(જવર દુર્જળ) હરડે, હલધર, જવખારનું ચુરણુ, સંભાગે મેળવી ૦। થી ૦ાા તોલો પાણીમાં લેવું.

છ. માથાની ભમરી—(Vertigo) હલધરની લેપડી માથા ઉપર મુકવી અને બાંધી રાખવી.

જ. હીસ્ટીરીઆ—હલધરનો ધુમાડો આપવો.

ઝ. ચામડીનો સોજો—હલધર અને મીઠું વાટી લેપ મુકવો.

ટ. ચામડીનો સોજો—હલધર અને ચુનાનો લેપ મુકવો.

ઠ. પ્રમેહ (પીલ્ટ પરમેહ)—જેની પીસાબ સાથે આટા જેવો થરો નીકળે છે, તે માટે હલદરનો ૦। શેર ઉકાળો મધ સાથે પાવો.

ડ. કરમ માટે—હલધર કાચી, ગોળ સાથે ખાવી.

હલધરના રંગનુ કાગળ, અલ્કેલાઇનના પાણીમાં બોળે તો લાલ થાય છે.

ઢ. હાથીપગ માટે—૦ાા તોલો હલદર, ગોળ ને ગોમુત્ર સાથ ખાવામાં લેવું.

ણ. પરમા માટે—હલધર વાલ બે, ગળોનો રસ પાંચ તોલા, મધ એક તોલો, એક વખતમાં લેવું. ઘણા દીવસ સુધી લેવું.

ત. પરમો—આમળાનો રસ ૫ તોલા, મધ ૧ તોલો, હલદરનો ભુકો બે વાલ. સુખડનો ઘસારો બે વાલ, એક વખતમાં પીવું. એ મુજબ દીનમાં ૩ વાર પીવું.

થ. હરસ માટે—હલદરના ગાંઠીઆ ને થોરના દુધમાં ૭ પટ આપીને તેને પાણીમાં ઘસી મસા ઉપર લગાડે તો મસા મટે. હરડેની છાલ ૦। થી ૦ાા તોલો, જુનો ગોળ ૧ તોલો એને પાણીમાં પળાલી તે પાણી રોજ ઘણા દીવસ સેવન કરે. ચુનો, સાજીખાર, ખડીઓ ખાર, મોરથુથુ સંભાગે લઇ લીંબુના રસમાં ૩ દીવસ ભીંજવીને

મસા ઉપર લગાડે તો મસા મટે.

ઇંટની ભઠી બગડે; એવું કહેવામાં આવે છે જે, જો ભઠીમાં હલદ નાખે તો આખી ભઠી બગડે.

ક. આંખના પાપણ ખરી પડે તેનો ઇલાજ—ખાતાં લીંબુને કાપીને બે ફાળ કરવી, અંદરના બી કાહાડી નાખવાં, બે ફાળની વચે હળદનો ગાંઠીઓ મુકીને તેને બાંધી લેવું. લીંબુ સુકાઈ ગયા પછી હળદનો ગાંઠીઓ કહાડી મધ સાથ ઘસીને આંખે અંજન કરવું.

ખ. આંખ રાતી થાય તો ઉપલો બનેલો હળદનો ગાંઠીઓ મધ સાથ ઘસી આંખે અંજન કરવું.

ગ. આંખે સફેટી મારતી હોય તો લીંબુમાં પાકેલો હળદનો ગાંઠીઓ ગાયના દુધમાં ઘસીને અંજન કરવું.

ઘ. મરદને શકતી વધે--હલદને ગાયના પીત્તાના પાણીમાં ભીંજવી સુકાવીને ખાવામાં લેવી.

ચ. આંખે ઝાંખ હોય તે મટે--હળદરનો ગાંઠીઓ, ચીનાઈ સાકર, રતાંજલી, પાણી સાથ ઘસીને આંખની આસપાસ લગાડી ૩ કલાક રહેવા દેવું. રોજ નવું ઘસીને લગાડવું.

છ. આગરૂ--લીલી હરડેનો રસ ૧ તોલો રોજ મધ સાથ પાવો.

જ. આંખો લાલ થાય તે માટે--લીલી હળદર, સાકેર, મીઠી સેરડી, જીરૂં, સંભાગે મેળવી તે બકરીના દુધમાં ભીંજવી આંખ ઉપર અને આસપાસ લગાડવી, વાગવાથી અથવા ગરમીથી જામી ગયલું લોહીં ટુટી જશે.

ઝ. કસારી દુર થાય—હળદ અને ચુનાની ફાંક કેરોસીન તેલ સાથ ગોળી બનાવી તે ગોળીઓ કસારીઓની જગાપર મુકવી.

ટ. કંઠમાળાના દરદીને ગળાંપર લગાડે—હળદર અને સમદરફળ પાણી સાથે ઘસીને લગાડે.

ઠ. દરાઝ માટે--હલદને બાળીને ચુણા અને પાણી સાથ મેળવી લગાડે.

———

## હવા.

ક. મુંઝવણ મટે—શ્વવાસો શ્વાસ લીધાથી તરત મટે.
શ્વાસોશ્વાસ—ફેફસાંમાં ભરાય એવી રીતે ચોખ્ખી હવા જથાબંધ શ્વાસમાં લેવી, રોકી શકાય ત્યાંસુધી રોકવી, પછી ધીરે ધીરે બહાર કાઢવી, ક્ષય રોગને ચોખ્ખી હવા ફાયદો કરે છે.

ખ. જઠર, આંતરડાં—જઠર અને આંતરડાંના વ્યાધી ઘટે છે. ખેતરોની ખુલ્લી હવા ખાવાથી એ વ્યાધી ઘટે છે અને ભુખ વધુ લાગે છે.
ઓકસીજન હવા વધુ જથામાં પેટમાં જાય તેમ ફાયદો છે.
ખરાબ હવા, જાજરૂની હવા બનતા સુધી ઓછી લેવી.
સો દવા અને એક હવા, જે દરદ દવાથી સારાં ન થાય તે ચોખ્ખી હવાથી સારાં થાય છે.

ગ. ખાંસીનું જોર કમી થાય—શ્વાસોશ્વાસ લીધાથી ખાંસી નરમ પડે છે.

---

## હાડકાં.

ધ. હાંફણુ માટે—હાડકાંને બારીક ભુકો, પાણી સાથે પીવાય છે.

ચ. કોલસો—હાડકાંને કાદવના વાસણમાં પેક કરી સળગાવવું. તે વાસણ ઠંડુ પડે ત્યાં સુધી હવા તેમાં ન જવા દેવી. તો કોલસો થાય. હવા ગઇ તો ખાખ સફેદ બને છે.

---

## હાથીદાંત.

છ. ફુલું—હાથીદાંતને, છાસમાં ઘસીને આંખમાં આંજે તો ફુલું કપાય.

જ. હરસ ઉપર ધુમાડી, લસણના છોડાં (ફોતરાં), ભેંસના સીંગડાના છોડાં, પક્ષી ચામાચીદીઆની અઘાર, હાથીદાંતનો વેહર, માછલાના ભીંગરાં, એમાથી એક લેવું જમીનમાં બે વેંહેત ઉંડા ખાડો ખણી તેમાં

દેવતા મુકી તે ઉપર ઉપલો ભુકો ૧ તોલો યા વધુ મુકવો. ખાડા પર ઉઢોણી અથવા ઘંટીનું પડ મુકવું, અને તેઉપર એવી રીતે ચપટ બેસવું કે સઘળો ધુંઇ ગુદાને લાગે ૦। કલાક ધુંઇ લેવી.

---

## હારકણુાતો=હારકટીલો.

ક. ઢીલી નસ જબુત થાય—હારકણુાતા નામનું જાનવર મારી તેનું તેલ સાડાનાતેલ માફક કાઢે. આ તેલ બહુ જલદ છે, તેલ નસપર લગાડી બકરાની મુંડીના ગોસનો ખીમો બાંધે અને ઉપર ઉલટાં પાન બાંધે. સોજો આવે (ઉડે) તો ગાયનું ઘી રોજ બેવાર ચોપડવું. હારકટીલો સરદા, અને સાહુાડાની જાતનું ઘણું ઝેરી જાનવર છે એની ફુકથી આંખે અંધાપો આવે. એનુ માંસ જરાબી ખાધામાં આવે તો મરણ નીપજે. એ ઘણી જાતના રંગ બદલે છે.

---

## હીરાકસી.

ખ. લોહી સાફ કરનારી ગોળી. (Blood purifying pill). સંભાગે હીરાકસી, અને પીળો એળીઓ, ગુંદર સાથે મેલવી, ચાર ગ્રેનની ગોળીઓ બનાવવી. તેમાંથી એક ગોળી દિનમાં ત્રણવાર ખાધા પછી લેવી, આથી લોહી સાફ થાય છે.

ગ. કંઠમાળા ઉપર હીરાકસી અને સેલારસનો મલમ લગાડવો.

ઘ. આમણુ બેસે—હીરાકસીનું પાણી આમણુને લગાડે તો આમણુ બેસે છે.

ચ. જખમ જલદી રૂજે—હીરાકસીના પાણીથી જખમ ધોવો.

છ. દસતાન છુટે, દુખારો બંધ પડે—હીરાકસી, એળીઓ, હીરાબોર સંભાગે મેળવી તેની ૫ ગ્રેનની ગોળી બનાવી રોજ બે ખાવી.

---

## હીરા દકન.

જ. મસા—મસા ઉપર હીરાદકનનો ભુકો લગાડે તો મસા ખરી પડે.

ઝ. મસા—હીરાદકન ૦। તોલો, કાળાં મરી ૦।। તોલો વાટી મેળવીને ખાય,

ઉપરથી છાસ શેર ૧ પીએ તો હરસ નીકળી પડે. (આ ઇલાજ ઘણો જાણીતો છે.) ૪ દિવસ ઇલાજ ચાલુ રાખે.

ક. લોહી—પેટમાંના સઘળી જાતના લોહી નીકળતાં હીરાદકન ખાવાથી બંધ પડે છે.

ખ. માંઉસ—કોહતાં માંઉસની ઉપર હીરાદકન લગાડે તો માંઉસ સફા થાય અને રૂઝ આવે છે.

ગ. હરસનો મલમ—હીરાદકન તોલો ૦ાા, બોદાર ૦।, સંગજીરૂ ૦।, અફીણ ૦ાા, કપુર ૦। અને માખણ ૧૪ તોલા લઇ મલમ બનાવી સફરા ઉપર લગાડવાથી એ રોગ મટે છે.

ઘ. ખરસવું જાય—બાફેલા વેગણના રસમાં હીરાદકન મેળવી લગાડે તો સારૂં થાય છે.

ચ. દાંત હાલે તે માટે—હીરાદકન ૫ તો૦, બોલ ૫ તો૦, ફટકી ૨ તો૦ (ફટકી ફુળવેલી હોય તો ૧ાા તોલો), સોનાગેરૂ ૫ તો૦, એનું મંજન બનાવી દાંતે ઘસે.

—— ——

## હીરાબોર.

ક. માથાનો દુખાવો—હીરાબોર અને સરકો મેળવી માથે લેપ કરે.

ખ. નાકમાંથી લોહી, પરૂ પડે—તો હીરાબોરનો ધુમાડો નાકે લેવો.

ગ. દાંતમાંથી લોહી, પરૂ, પાણી નીકળે તો—હીરાબોરના કોગળા કરે.

ઘ. ખાંસીની ગોળી—હીરાબોર, અફીણ, સીલારસ સરખે ભાગે મેળવી મગ જેવડી ગોળી કરી ૯ ગોળી રોજ ખાવી. ઉપાય ઘણો સારો છે.

ઙ. દાંત કોહેલાની ઉપર, હીરાબોર મુકે તો દાંત નીકળી જાય એવું કેટલાક વૈદ કહે છે. અંગ્રેજી વૈદામાં તો એનો ભુકો, દાંતને ઘસવાના મંજનમાં વપરાય છે તે પારાને કૌવત આપે છે.

————

## હીંગ.

ક. દમ તથા સાહસનો ઉપાય—તંબાકુ ૪ વરસનો જુનો ૧ તોલો,

હીંગ ચોખ્ખી ૧ તોલો, ગોળ ૫ વરસનો ૪૦ તોલા, આ બધાને મેળવી ૧ ગોળો બનાવી તે ગોળાને ૧॥ સેર અરડના આટાનો લેપ કરવો. જમીનમાં ખાડો ૧ હાથ ચોરસ ખોદી તેમાં છાણા અથવા રાણી ગોબરી મુકી વચ્ચે ગોળો રાખી સળગાવવું. બળી રહેને તે ખાડો પુરી નાખી ૧ રાત તે ગોળો ખાડામાં રહેવા દેવો, પછી અંદરની દવામાંથી વાલ ૧, ખાવાના પાન સાથ ચાલુ ઘણા દીવસ ખાવી.

ક. નારૂ નીકળે તે દરદીને હીંગ ખવાડે તો દરદ નરમ પડી જાય, ૧ વાલ હીંગ દીવસમાં બેવાર ગળાવવી.

ખ. દાઢમાં કીડા પડેલા હોય તો હીંગ અને ભોયરીંગના બીજ સંભાગે આતસ ઉપર મેલીને તેનો ધુમાડો દુખતા દાંત ઉપર લેવો.

ગ. ચોઠીઆ (તીજારી) તાવ માટે—૧ વાલ હીંગની ગોળી બનાવી સહુવાર સાંજ ભુખે પેટે ગળવી.

ઘ. આધાસીસી માથાનો દુખાવો—હીંગ ૧ વાલને નગોડના પાંતરાં ૧ તોલા સાથ વાટી તેની પોટલી કરીને તેમાંથી ૫ થી ૧૦ ટીપા નાકમાં નાખવાં.

ચ. દરાઝ માટે—હીંગને લીંબુના રસમાં ઘસીને ચોપડે.

છ સ્રીને દસતાન છુટે—૦॥ વાલ હીંગ અને ૦॥ વાલ સીંધવની ગોળી કરી દીવસમાં બે વાર ખવાડે.

જ. સ્રીને દસ્તાન બંધ થાય—ગળીનું મુળ ૦। તોલો, ચોખાના ધ્રુનમાં ઘસીને દીવસમાં બેવાર ૭ દીન પાવું.

ઝ. કાનનો બેહેરાટ જાય—હીંગ ૧ વાલ સ્રીના થાણના દુધમાં ઘસી ગરમ કરી તેના દસ ટીંપા કાનમાં નાખવાં.

ટ. ધાવણની ઉલટી બંધ પરે—હીંગ ૧ ભાગ અફીણ અરધો ભાગ પાણીની સાથ મેળવી મરી જેવી ગોળી બનાવવી, અરધી અથવા આખી ગોળી (ઉમરના પ્રમાણમાં) પાણીમાં ઘસીને દીવસમાં બે વાર આપવી. બાલકના પેટમાં ધાવણ ન ટકતું હોય તે ટકી શકે. દેશી વઇદુ કહે છે જે હીંગ ખાવામાં લેવી હોય ત્યારે તેને

જરા સેકી ગરમ કરી વાપરવી. વગર સેકેલી ઇંગ ઘણા દરદીને ઉલટી કરાવે છે, અથવા છાતી ઉપર ચુંથારો કરે છે.

ક. આધાસીસી માટે ઇલાજ—૧ વાલ હીંગને ૦ તોલા પાણીમાં વાટીને તેના ટીંપા નાકમાં નાખવાથી માથુ દુખતું બંધ પડે છે.

ખ. દાંતના દુખાવા માટે—હીંગનો ભુકો દાંતમાં દાબવો.

ગ. હરસના મસા ખરી પડે—હીંગ ૪ વાલ, દીવેલાની મીંચ ૧૨ વાલ, લસણની કળી ૧૨ વાલ એઓને છુંદી લેપડી બનાવી મસા ઉપર બાંધે, ઘણા દીવસ ચાલુ રાખે તો મસો ખરી પડે.

ઘ. અજીરણ માટે—સુંઠ, પીપર, કારૂજીરૂં, હીંગ, મરી, અજમો, સીંધવ સંભાગે મેળવી, ૨ થી ૬ વાલ સુધી દીવસમાં ૩ વાર લેવું.

---

## હીંગળો.

ચ. ઢીલી નસ માટે, શકતીનો લેપ—હીંગળો, કપુર, જવખાર સંભાગે લઇ મધ સાથ લેપ લગાડે.

---

## હાંડીઆકરણ=તળવની (કાઠીઆવાડમાં)
## હુલ,હુલ (ફારસીમાં)

છ. મેલેરીઆ તાવ માટે એ અકસીર છે, આ છોડનો કોઇપણ ભાગ બેઆની વજનમાં પાણી સાથે આપવો. જેમ વધારે ગંધવાળો છોડ તેમ ગુણ વધારે છે.

---

## હુરહુરા.

જ. હાંફણ માટે ઇલાજ—હુરહુરાના પાતરાંને છુંદીને તેની લેપડી બંધે હાથના અંગુઠાની નીચેની નસો ઉપર હાંફણ શરૂ થતાં પેહેલાં બાંધે અને ઘણા દીવસ ચાલુ રાખે.

સમાપ્ત.

# સાંકળીયું.

## દરદોનું સાંકળીઉં.

